જગત્ જનોના નિવીડ હૃદયને પણ કરૂણાર્દ્ર બનાવી
વૈરાગ્યના ઝરા વહેવડાવનાર.

# વિરભાણ ઉદેભાણ ચરિત્ર

અથવા

# રાજકુંવરોનો રાસ.

કર્ત્તા,

ગોંડળ સંપ્રદાયમાં પ્રસિદ્ધિ પામેલ માહારાજશ્રી હીરાચંદજી
સ્વામીના શિષ્ય મુનિશ્રી દેવસી સ્વામી તે...
મુનિશ્રી આંબાજી સ્વા...




પ્રસિદ્ધ કર્ત્તા,

ભાણવડવાળા વારીઆ નથુભા... મેઘજી.

મુ. પોર...

આવૃત્તિ ૧ લી. — પ્રત ૧૦૦૦.
સને ૧૯૨૧. — સંવત ૧૯૭૮

કિમ્મત રૂ. ૧-૦-૦ ( પો. જુદું. )

# શ્રી રાજકુંવરોનો રાસ.

## પ્રસ્તાવના.

---

પ્રસ્તુતઃ રાસનું મૂળ "વિક્રમચરિત્ર" માંથી લેવામાં આવ્યું છે. આપણા જૈન ગ્રંથમાં પણ કોઇ સ્થળે વિરભાણુ-ઉદયભાણુની કથા માત્ર દ્રષ્ટાંત રૂપે આપેલ છે. પરંતુ વિક્રમચરિત્રમાં તે વિસ્તાર રૂપે વર્ણવેલ છે. આ રાસ માત્ર કથા રૂપે એટલે કે માનસિક કલ્પનાના પરિણામ રૂપે છે તેવું નથી; પરંતુ વસ્તુતઃ ગતકાળમાં બનેલી બીના તરીકે છે તેમ છતાં વાતને રસમય બનાવવા કર્ત્તાએ સુઘટિત શબ્દો અને સુરચનાનો ઉપયોગ કરેલો હોય એ સ્વભાવિક છે, અને તેથી તેમાં અતિશયોક્ત થઇ હોય એવું ભાગ્યેજ કહી શકાય.

આ કથા વસ્તુતઃ સાચી બનેલી હોવાથી તે આપણને પૂર્વકાળમાં મનુષ્યના ચારિત્ર તથા જીવનો કેવાં હતાં અને હાલના સમયમાં કેવાં થાય છે તેનો તાદશ ચિતાર આપે છે. અને તેમાંથી આપણે શું શીખવું જોઇએ. અને આપણાં જીવનને કેવી રીતે ઉચ્ચતર બનાવવું જોઇએ તે બરોબર રીતે દેખાડી આપે છે. વિરભાણુ અને ઉદયભાણુની પરસ્પરની ભ્રાતા તરીકેની કેવી અસીમ લાગણી? તેમને પોતાની અપરમાતાએ ઘણા પ્રતિકુલ અને દુઃખદાયક સંજોગોમાં મૂકવા છતાં સમભાવ છોડયો નથી. અન્ય જીવાત્માઓ તરફથી પણ અનેક વિપત્તિ અને સંકટો આવી પડતાં છતાં તેઓની પોતાના ધર્મ પ્રત્યેની કેવી અચળ શ્રદ્ધા? ખરેખરી કસોટીના વખતમાં

પણ પોતાનું ધૈર્ય નહિં ખોઇ નાંખતાં કર્મના અનિવાર્ય કાયદાને માન આપી કર્મના ધોધને આનંદથી તાબે થવું, અને છેવટે કર્મનું પરિવર્તન થતાં અને સાનુકુળ સંજોગો આવતા સાંસારિક સંબંધો માં અને પૌદ્ગલિક વસ્તુમાં આનંદ નહિં માનતાં શુદ્ધ ચારિત્ર ધર્મ અંગીકાર કરી પોતાના આત્માનું કલ્યાણ કરી જવું! આ બધા પ્રસંગો શું આપણને ઓછું શીખવાનું આપે છે? વળી તીલક સુદરીએ પણ પોતાના પતિ વિરભાણને કેશર શેઠે દરિયા વચ્ચે કપટ જાળથી નાંખી દીધો તે પ્રસંગે તેની લાલચોમાં નહિં ફસાતાં કેવી યુક્તિ પ્રયુક્તિથી પોતાનુ શિયળવ્રત અખંડ રીતે જાળવી રાખ્યું, એ બીના પણ વાંચક વર્ગનું સંપૂર્ણ રીતે ધ્યાન ખેંચે તેવી છે. મંત્રી "સુબુદ્ધિ" ની દીર્ઘ દ્રષ્ટિવાળી અને કાર્યદક્ષી બુદ્ધિ પણ અનુકરણ કરવા યોગ્ય છે.

આ રાસની ઢાળો સાદા પણ સુંદર રાગમાં અને સરળ અને સહેલાઇથી સમજી શકાય તેવી ભાષામાં લખવામાં આવી છે. તેથી વાંચક વર્ગને તાત્પર્ય સમજવામાં જરા પણ મુશ્કેલી ઉભી થવાનો સંભવ નથી.

છેવટમાં આ રાસ વાંચી કોઇ પણ જીવાત્મા પોતાના જીવનને ઉચ્ચ બનાવી આત્માનું કલ્યાણ. કરશે તો કર્ત્તા પોતાનો શ્રમ સફળ થયેલો સમજશે.

આ રાસ પ્રગટ કરવામાં દ્રવ્યનો સદ્વ્યય પોરબંદર નિવાસી વારીયા નથુ મેઘજીએ કરેલો છે.

આવા ધર્મ ઉત્સાહી બંધુને ધન્યવાદ ઘટે છે.





॥ श्री वीतरागाय नमः ॥

અથ શ્રી

# વીરભાણ ઉદેભાણ રાજકુંવરોનો રાસ.

( પદ્યમાં )



॥ દોહરા. ॥

પ્રથમ પ્રભુ પદ પંકજે, પ્રણમું વારંવાર;
શારદ દાયક જગધણી, જયજય નાભીકુમાર. ॥ ૧ ॥
અકર્મથી સકર્મ કર્યાં, સકર્મી કીધા સિદ્ધ;
તાર્યો ચૌવિધ સંઘને, તાસ મદદ મેં લીધ. ॥ ૨ ॥

શાસનપતિ ચોવીસમા, તારણ ભવજલ તીર;
પરમ ઉપકારી તેહને, નમન કરૂં ધરી ધીર. ॥ ૩ ॥
તાસ પ્રતાપે પદ્યમાં, રસદા રચું ચરિત્ર;
શીયળ પ્રભુતા વર્ણવી, રસના કરૂં પવિત્ર. ॥ ૪ ॥
જે કથન વીત્તરાગનું તે સમ અવર ન કોય;
દાન શીયળ તપ ભાવના, શ્રેષ્ઠ કહ્યાં છે સોય. ॥ ૫ ॥
પૂર્ણ પ્રીતે પ્રતિલાભીયા, પૂર્વ ભવે અણગાર;
ધન સાર્થવાહ દાનથી, આદિનાથ અવતાર. ૬
શીયળ વૃત તેમ મોટકું, ભાંખે શ્રી ભગવંત;
નરનારી શુદ્ધ પાળીને, પામ્યા ભવજલ અંત. ૭
શીયળ છે જગ ઢંકણું, સુખદા સઘળે ઠાય;
ઇંદ્ર ચંદ્ર નરવર નમે, શીયળવંતને પાય. ૮
શીયળે સંપદ સંપજે, શીયળે મંગળ માળ;
શીયળવંત નરનારને, ગંજી શકે ન વ્યાલ. ૯
શુદ્ધ શીયળ જે પાળશે, તનમન ધરીને પ્યાર;
અમર થશે તે આતમા, પુનર નહિ અવતાર. ૧૦
શીયળવંત નરનારીયો, ભુતળ થયા અપાર;
તેમાંથી કુંવરો તણી, કથા કહું મનોહાર. ૧૧

## શિખરિણી.

અનાદિ પૃથ્વીમાં અગણિત વિયોગી થઈ ગયા,
અતિ દુઃખી કર્મે વિરધવળના કુંવર થયા,

દશા તેની વાંચી જનનયનથી અશ્રુ ખરશે,
વિમાસી વિતિતે દુરિત કરતાં ચિત્ત ડરશે. ૧

શ્રોતા જન તે સાંભળો, વર્જી વિષય વિકાર;
મુનિ આંબાજી વર્ણવે, સકલ જીવનનો સાર. ૧૨

## ઢાળ ૧ લી.

( કપુર હોય અતી ઉજળોરે—એ રાગ. )

જંબુદ્વિપના ભરતમાંરે, નગરી નિરૂપમ એક;
અમરપુરી સમ ઓપતીરે, લોપતી લંકાની ટેક,
ભવિજન સાંભળો શીયલ વૃતાંત—એ ટેક.
પુરાકૃતિ મનોહારીણીરે, દીપે મહેલ આવાસ;
કનકાપુર નામ તેહનું રે, સુણતા મન ઉલ્લાસ. ભવિજન ૨
ચઉટા બજારો છે ઘણી રે, તે પુરતણી મોઝાર;
જુગતી જોતાં તેહનીરે, વ્યાપે છે હર્ષ અપાર. ભવિજન૦ ૩
સદય હૃદયના માનવીરે, વસે ત્યાં ઠામોઠામ;
નિયમવૃત્ત આરાધતારે, ધર્મ તણી ધરીહામ. ભવિજન૦ ૪
ધન ધાન્ય તણી ઋદ્ધિ ઘણીરે, સુખી વસે સહુ લોક;
દુઃખીયા જન દિસે નહિરે, વસતાં તે થોકેથોક; ભવિ૦ ૫

સંપી વસે સઘળાં તિહાંરે, રાખીને પુરણ પ્રેમ;
સંપે સંપદ સંપજેરે, સંપે હોય સર્વ ક્ષેમ. ભવિ૦ ૬
સંપ સમું જગમાં નહિરે, સુખ તણું કોઇ ઠામ;
સંપે જ્ઞાતિ ધર્મમાંરે, સફળ થયાં છે કામ. ભવિ૦ ૭
સંપ નહિ ત્યાં જંપ નહિરે, સુખ નહિ સંસાર;
કુસંપ કરતાં જીવનેરે, દુઃખ તણો નહિ પાર. ભવિ૦ ૮
તેવું તો ત્યાં છે નહિરે, ઇર્ષા કુસંપનું નામ;
સર્વ પ્રકારે સુખીયારે, પ્રજાતણું તે ધામ. ભવિ૦ ૧૦
રાજ શોભે રઇયતે કરીરે, વૃક્ષે શોભે જેમ પુર;
પુર વૃક્ષ શોભે જલથકીરે, કુસુમે કાસાર સનુર. ભવિ૦ ૧૦
બાગ બગીચા વાવડીરે, ઉપવન તે સુખકાર;
કનકાપુરને બારણેરે, ઉદ્યાન છે મનોહાર. ભવિ૦ ૧૧
વૃક્ષો સુંદર તે બાગમાંરે, દિસે વિવિધ પ્રકાર;
આસોપાલવ જાંબુ ઘણારે, શોભે વૃક્ષો સહકાર. ભવિ૦ ૧૨
જલઝરણાં વહે બાગમાંરે, શીતળ તેથી સમીર;
કુસુમ ખીલ્યાં નવનવાંરે, જોતાં થાયે મન સ્થિર. ભવિ૦ ૧૩
પુરવાસી નરનારીયોરે, જાય ત્યાં આનંદ કાજ;
કરે કેલી કુસુમ કુંજમાંરે, પુણ્યે પામ્યા સુખ સાજ. ભવિ૦૧૪
કનકાપુરીનો નૃપતિરે, વિરધવળ તસ નામ;
જશ જેનો વ્યાપી રહ્યોરે, સ્વપુર દેશ તમામ. ભવિ૦ ૧૫
રાજનીતિ પર પ્રીતડીરે, નૃપ પ્રજા સુખદાય;
કીર્તિ કમળા તેને વરીરે, એમ વદે સહુ ઠાય. ભવિ૦ ૧૬

તે નૃપને અનુરાગીણીરે, રાણી અતિ સરૂપાળ;
ઈંદ્ર રંભા સમ ઓપતીરે, જોતાં આવે રતિખ્યાલ. ભવિ૦ ૧૭
શોભે છે રૂપ ગુણે સતીરે, નયણે શોહે જેમ મુખ;
શીયળ વિહુણી નારીયોરે, રહો તેનાથી વિમુખ. ભવિ૦ ૧૮
શીયળ વિનાં જેહ સુંદરીરે, અનળ સમી છે કાય;
પદપદ પામે આપદારે, દુર્ગતિ અંતે તેહ જાય. ભવિ૦ ૧૯
કુલખપણુ જે કામિનીરે, લોક કહેરે ધિક્કાર;
છે ભારભૂત તે ભામિનીરે, વસુધા તણી મોઝાર. ભવિ૦ ૨૦
શીયળ તણી શોભા ઘણીરે, એમ કહે નરનાર;
શીયળવંત સુઘડ સતીરે, વર્તે તિહાં જયકાર. ભવિ૦ ૨૧

શિખરિણી.

ભલે જન્મી ભામા શીયળ ગુણ જે નિર્મળ ધરે,
કરી સારા કૃત્યો સ્વપર જનને પાવન કરે;
પિયુ સેવા માટે પ્રતિદિન રહે હાજર સતી,
અહો ધન્યા પૃથ્વી તુજપર વસે પુત્રજવતી. ૨

છે પદ્માવતી નામે કરીરે, નૃપતણી ઘર નાર;
કુળ અજવાળ્યું શીયળથીરે, તેને બે રાજકુમાર. ભવિ૦ ૨૨
વીરભાણ છે લઘુ બંધવોરે, ઉદેભાણ વડ વીર;
બેઉ બંધવની જોડલીરે, દીપે છે રૂપે શરીર. ભવિ૦ ૨૩

દેવકુંવર સમ શોભતારે, જોતાં તે વિસ્મયકાર;
માતપિતા રાજી રહેરે, પેખી કુંવરો સુખકાર. ભવિ૦ ૨૪
તપ વય તેજે મનોહરૂરે, મઘવા સમું છે રૂપ;
પૂર્વ પુન્યે પામીયારે, કોમળ અંગ સ્વરૂપ. ભવિ૦ ૨૫
રાજઋદ્ધિ સુખ સાહેબીરે, ભોગવે વિવિધ ભોગ;
વૃદ્ધિ પામે ચંપક પરેરે, વિલસી સુખ સંજોગ. ભવિ૦ ૨૬
એક દિવસ પદ્માવતીરે, રાણી કુંવરોની માય,
રોગ અંગે તેને ઉપનારે, પુરવ કર્મ પસાય. ભવિ૦ ૨૭
વૈદાદિક બોલાવીયારે, નૃપતિયે તેવાર;
ઉપચાર કીધા અતિ ઘણારે, શમે ન રોગ લગાર. ભવિ૦ ૨૮
કર ખંખેરી ચાલ્યા ગયારે, વૈદ્યો પોતાને ઠાય;
વ્યથા પામી પદ્માવતીરે, સુખ જરીયે ન થાય. ભવિ૦ ૨૯
કીધાં કર્મ ન વિછુટીયેરે, કરતાં કોટી ઉપાય;
ડહાપણ ચતુરાઈ ચાલે નહિરે, ભોગવતાં દુઃખદાય. ભવિ૦ ૩૦
ભૂપતિ ભણે નારી પ્રત્યેરે, દીલગીર થઇ તે વાર;
પાપ પ્રગટયાં કોઇ જન્મનાંરે, એક ધર્મ તણો આધાર. ભવિ૦ ૩૧
દાન દીધાં દીનને ઘણાંરે, દીલડું રાખી ઉદાર;
કર મૂકયા પ્રજાતણારે, પૂર્ણ ધરી મન પ્યાર. ભવિ૦ ૩૨
ઢાળ પહેલી આંબાજીએ કહીરે, અલ્પ કરીને વિસ્તાર;
ભવિજન આગળ સુણજોરે, નૃપતણો અધિકાર. ભવિ૦ ૩૨

## દોહરો.

રાજા કહે રાણી પ્રત્યે, તુમ મન જેહ વિચાર;
પ્રગટ કરો મુજ આગળે, અભ્યંતર ઉદ્ગાર. ૧
હોય અંતરની વાતડી, ગુપ્ત ન રાખો આજ;
આપ કહો ને પ્રેમથી, કરૂં પુરણ તે કાજ. ૨
વળતું વનિતા એમ વદે, સુણજો જીવન પ્રાણ;
મુજ મન ચિન્તા છે ઘણી, કરૂં તે તમને જાણ. ૩
લઘુવયવંતા માહરા, કુંવર છે સુકુમાળ;
જીવનશ્વાસ મુજ અંતરે, પ્યારા પુરણ બાળ. ૪
મુજ વિના તે ઝુરશે, દીન થઈ નિરધાર;
જનની વિનાનું જગતમાં, કોઇ નહિ આધાર. ૫
જનની છે જગરક્ષણી, કરે બાળનો ખ્યાલ;
સંકટ બધાં પોતે સહી, લિયે પુત્ર સંભાળ. ૬
રક્ષક માતા સર્વની, તે સમ અવર ન કોય;
પાલન કરે બહુ પુત્રનું, તનુજ અશુચિ ધોય. ૭
પય પાય તેહ પુત્રને, તનમન ધરીને પ્યાર;
તરૂણ થયા જે બાળકો, જનનીનો ઉપકાર. ૮

## શિખરિણી.

પ્રતાપી જે જન્મ્યા સુરનર સમા સ્વાધિન કીધા,
પ્રચંડી પાપીના નિજ ભુજ બળે પ્રાણજ લીધા;

થયા એવા એવા અદ્‌ભુત બળી પ્રૌઢ મનુજો,
કૃપાયે માતાની અગણિત સુખી સર્વ તનુજો. ૩

દુઃખદાયક જે દિકરા, દીયે જનનીને દુઃખ;
તર્જના ન કરે તેહની, એજ જનેતા સુખ. ૯
દીન થઇ તેમ બોલતી, ગદગદ કંઠે વાણુઃ
રહી ઉપાંતિક તેહની, સાંભળે નૃપ સુજાણ. ૧૦

---

## ઢાળ ૨ જી.

રાગ—સીતારામ રાચી હો.

રાણી કહે નિજ નાથને, રાજા વાત મન માનો હો;
કુંવરો છે પુણ્યવંતા, કરજો સન્માનો હો.
રાજા પ્રેમ રાખી હો—એ ટેક
જત્ન કરે સ્વઅંગનું, જંતુ પ્રીત આણી હો;
કીજે રક્ષા કુંવરોની, રૂપ ગુણે છે ખાણી હો. રાજા૦
ધ દઇ રાજી રાખજો, પીવા માગે પાણી હો;
રત્ન જત્ન રાખજો, નવીન કીજે રાણી હો. રાજા૦
આયુષ અંત આવતાં, નિધન નક્કી થાય હો;
મુજ વિણુ ઝુરે બાલુડાં, કોઇ ન સુખ દાય હો. રાજા૦ ૬

જનની સમ અન્યને હેત કદી ના હોય હો;
પર ન થાય આપણું, વાત પુરાણી જોય હો. રાજા૦ ૫
નવી માતનાં દુખડાં, શી કહું હું રાય હો;
દુઃખી કરશે દિકરા, દયા રાખે નં કાંઈ હો. રાજા૦ ૬
દીલડું ન દુહાવશો, કટુ કહીને વેણુ હો;
હેતથી હુલરાવજો, મીષ્ટ વદીને શેણુ હો. રાજા૦ ૭
સુખમાં સદા રાખજો, કુંવરો બાળ જાણી હો;
એમ કહેતાં નિજ નાથને, દીલગીર થઇ રાણી હો. રાજા ૦૮
વચન સુણી તે નૃપની, છાતી અશ્રુએ ભીંજાણી હો;
વળતું કહે તે ભુપતિ, ચિંતા ન કરો રાણી હો. રાજા૦ ૯
પ્રાણસમા છે કુંવરો, તે શંકા ન આણો હો;
આંબાજી કહે બીજી ઢાળથી, રસીક વાત જાણોહો. રાજા૦ ૧૦

દોહરો.

રાજા કહે નિજ નારને, આણી પ્રેમ અપાર;
ચિંતા કરો નહિ સુંદરી, કુંવર તણી કો વાર. ૧
અવસાન સમય કીજીએ, ધર્મતણી એક વાત;
બીજું બધું પંપાળ છે, કાળ તણી વ્યાઘાત. ૨
પરભવ પંથે ચાલતાં, ધર્મ તણો આધાર;
ધર્મ સદા મન ધારીએ, ભવજલ તારણ હાર. ૩
ધર્મ વિના જીવ આપદા, સહે અનંતવાર;
દુર્ગતિ જાતા જીવને, ધર્મ ખરે ધરનાર. ૪

ધર્મ સમું જગકો નહીં, કર્તા કર્મનો નાશ;
અંતે અવિચલ એજ છે, આપે સુખદા વાસ. ૫

ધર્મી જન ધન્ય જગતમાં, પદ પદ પામે માન;
દુઃખ નવ દેખે નરકના, પામે દેવ વિમાન. ૬

સ્વર્ગાપવર્ગે સુખ લહે, ધરમી પાપ હરનાર;
ત્રણ ભુવનની સંપદા, રહી છે ધર્મ મોઝાર. ૭

અવધારી આરાધીએ, ધર્મ ધુરંધર એક;
અધિક અંતરે રાખવી, ધર્મ તણી શુદ્ધ ટેક. ૮

### શિખરિણી.

કીધા કર્મો પૂર્વે ધરમજ થકી સર્વ ટળશે,
શમાવી તે તાપો ક્ષણ સમયમાં સુખ મળશે;
ધરી ધૃત્તિ કાન્તા નિશદિન તમે ધર્મ ધરજો,
ખરી પામી શાન્તિ પ્રવર પદને સદ્ય વરજો. ૪

પ્યારા અતિશે પ્રાણથી, કુંવરો છે રતિવંત;
ચિંતા સઘળી પરહરો, તજો તમે તે તંત. ૯



## ઢાળ ૩ જી.

---

### રાગ—દેશ મનોહર માળવો.

પુત્ર પ્યારા જગ જાણીએ, તે સમ અવર ન નેહ લલના;
મુખ જોતાં મન મોહી રહે, પુત્રજ સુખદા ગેહ લલના.
પુત્ર પ્યારા જગ જાણીએ. એ ટેક. ૧
દુર્લભ દીકરા દેવને, એમ કહે નરનાર લલના.
જીવન સમા તેને જાણશું, છે મુજ હૈડાના હાર લલના. પુત્ર. ૨
કુસુમે મોહે જયું મધુકરો, ચકોરી રીઝે દેખી ચંદ લલના;
તેમ કુંવર છે મનોહરૂં, પ્રીત ન થાય તે મંદ લલના. પુત્ર. ૩
રૂપ અનુપમ જેહનું, દીપે શશી જેમ ભાણુ લલના;
તેહથી ઘટે કેમ પ્રીતડી, છે બહુ તનુજો સુજાણ લલના. પુત્ર. ૪
પરણું નહિ બીજી પ્રેમદા, કુંવરો જાણીને બાળ. લલના;
રાજ્યતણાં સુખ પામીયાં, સુંદર મેડીને માળ લલના. પુત્ર. ૫
સો વાતેરે એક વાતડી, કુંવરો સુખી થનાર લલના;
કદીપણ દીલડું એહનું, હું ન દુહાવણહાર લલના. પુત્ર. ૬
વચન સુણી નિજ નાથનાં, રાણી રંજન થાય લલના;
ધર્મ ક્રિયા તે આરાધતી, પામવા સુખદા ઠાય લલના. પુત્ર. ૭
વ્યથા પામી પદમાવતી, વેદની કર્મપસાય લલના;
આયુષ અંત આવતાં, કાળ કરી સ્વર્ગે જાય લલના. પુત્ર. ૮

દીલગીર થયા તે રાજ્યમાં, રાજાદિક પરિવાર લલના.
નિહરણ કીધું રાણીતણું, આક્રંદ કરે નરનાર લલના. પુત્ર. ૯
હડતાળ પડી તે પુરમાં, મરણસમો દુઃખકાર લલના;
રઇયતતણી તે છે રીતડી, લૌકિક જે વ્યવહાર લલના. પુત્ર. ૧૦
એવી સ્થિતિ રહી રાજ્યમાં, અલ્પદીને ધરી શોક લલના.
હાટડે પડેલી હડતાળને, ખોલે તદંતર લોક લલના. પુત્ર. ૧૧

દોહરો.

અનુક્રમે તે રાજ્યમાં, દિલગીરી થઇ છે દુર;
આનંદ પ્રગટ્યો પુરમાં, સહુજન થયા સનૂર. ૧
નિજકાજે સહુ ચાલીયા, રાજાદિક નરનાર;
કુંવરતણી કહું વાતડી, સાંભળતાં સુખકાર; ૨
જાપણા કરે બહુ ભૂપતિ, કુંવરોની ધરી ખંત;
નિજ આતમસમ લેખતા, કુંવરો રહે નચિંત. ૩
સરસ રૂસદા રસવતી, નિત્ય તિહાં નિપજંત;
ખાનપાન આસ્વાદતા, કુંવરો મન હરખંત. ૪
નવ નવ નાટક નિરખતાં, પ્રગટે ઉર આનંદ;
ખમા ખમા કરતા ઘણા, નરનારીનાં વૃંદ. ૫
પુષ્પ પરિમલ વાસમાં, મધુકર કેલ કરંત;
કુંવરો તેમજ ભૂપના, ખેલ બહુ ખેલંત. ૬
શશીકલા દિનદિન પ્રત્યે, અધિક કરે ઉજેશ;
કુંવરો તણા તેમ તેજની, વૃદ્ધિ થાય વિશેષ. ૭

રતિપતિ સમ તે રાજતા, રૂપતણો ભંડાર;
વદન દ્યુતિ વિલોકતાં, જન મન હર્ષે અપાર. ૮
નિત નિત નમતા કુંવરો, પિતુ તણે જઇ પાય;
વિનય ગુણે વિરાજતા, તનુજો તે સુખદાય. ૯

### શિખરિણી.

કીધી આજ્ઞા તાતે નિજ શિરપરે જેહ ધરતા,
ખરા પુત્રો તેઓ પિતુ વિનયને નિત્ય કરતા;
નહિ પામે તત્ત્વો અવિનયી ભલે આગમ ભણે,
ખરૂં જીવ્યું તેનું વિનય ગુણને અગ્રજ ગણે. ૫

એક દિવસ તે નૃપને, ચિત ચિંતા ઉપજંત;
લઘુ કુંવર છે માહરા, દિસે બહુ મતિવંત. ૧૦
તે કારણ હવે તેહને, દેવું વિદ્યા દાન;
એમ અવધારી અંતરે, પ્રગટાવે વિજ્ઞાન. ૧૧

---

### ઢાળ ૪ થી.

---

( રાગ—જીવરે તું શીયળ તણો કર સંગ. )

મંત્રી ભલો તે રાજ્યમાંજી, સુબુદ્ધિ નામે પ્રધાન;
પુરીજન મનને ભાવિયોજી, ગુણ તણો છે નિધાન.
છે સુંદર સુબુદ્ધિ મંત્રી સુજાણ—એ ટેક. ૧

કોમળ દિલ દયા વસીજી, પ્રજા તણું કરે ક્ષેમ;
સઘળાને મળતો રહેજી, પુરણુ ધરીને પ્રેમ. છે સુંદર. ૨
દીલ ન દુહાવે કેહનુંજી, ધર્મે પ્રીત ધરનાર;
નેહ નજરે નિહાળતોજી; દુઃખ તણો હેરનાર. છે સુંદર. ૩
જીનવર ધર્મ અનુરાગીયોજી, પાળે શ્રાવક આચાર;
આવશ્યક વ્રત આરાધતોજી, પૂર્ણ રાખી મન પ્યાર. છે. ૪
અભંગ દ્વાર છે તેહનાજી, દિલડું રાખે ઉદાર;
દાન દીયે મંત્રીશ્વરૂજી, પાત્ર વિષે સુખકાર. છે સુંદર. ૫
ત્રણ તત્ત્વે શ્રદ્ધા વસીજી, તે દેવગુરૂ પ્રધાન;
જીનવર પ્રત્યે પ્રીતિ ઘણીજી, ધર્મવંતો છે દિવાન. છે સુંદર. ૬
પદવી પામ્યો મંત્રી તણીજી, મોટપ નહિ લવલેશ;
પરઇર્ષા નહિ અંગમાંજી, છે કરૂણાળું વિશેષ. છે સુંદર. ૭
ચઉં બુદ્ધિવંતો સુબુદ્ધિજી, જગમાં થયો વિખ્યાત;
સચીવ છે વિરધવળનોજી, અલ્પ કહી તસ વાત. છે સુંદર. ૮
નૃપ કહે તેડાવી તેહનેજી, નિજ અંતર વિચાર.
મહેલ ચણાવો ઉપવનેજી, સુરસદન અનુસાર. છે સુંદર. ૯
વિદ્યા વિનોદે જઇ ભણેજી, તેમાં મુજ બેઉ કુમાર;
નૃપ નિર્દેશે ચાલીયોજી, સુબુદ્ધિ મંત્રી તે વાર. છે સુંદર ૧૦
મહેલકારક બોલાવીનેજી, હુકમ કીધો તે સંગ;
ભુવન નિપજાવો આ સ્થળેજી, આપી અનુપમ રંગ. છે. ૧૧
ભવ્ય અટારી બારીયુંજી, જાળિયું જુક્તિ અપાર;
રમણીકતા તેમાં ઘણીજી, જન મનરંજનહાર. છે સુંદર. ૧૨

મહેલકારકે રચના કરીજી, તૈયાર કીધ આવાસ;
નૃપ મંત્રી ત્યાં આવીયાજી, જોવા ધરીને ઉલ્લાસ. છે સુંદર.૧૩
મનરંજ્યું મહારાજનુંજી, જોતાં તે દેવ વિમાન;
મહેલકારક સંતોષીયાજી, અર્પ્યું બહુ પ્રીતિદાન. છે સુંદર. ૧૪
શુભ દિવસે બેસારીયાજી, ભણતર કાજે કુમાર;
વિદ્યા ભણાવે વિનોદથીજી, પાઠકને હિતકાર. છે સુંદર. ૧૫
ભણતા ગણતા શીખીયાજી, લેખકળા ઉદાર;
વાંચન શક્તિ તેહનીજી, સાંભળતા સુખકાર. છે સુંદર. ૧૬
ઉચ્ચ વિદ્યા અવગાહીયાજી, નૃપ તણા બેહુ બાળ;
ભણીગણી નિપુણ થયાજી, સુખે વ્યક્તિક્રમે કાળ. છેસુંદર.૧૭
વચન મર્યાદ લોપે નહીંજી, તાતતણી કોઇ વાર;
નીકળે જબ બેહુ બંધવાજી, સ્વપુર પંથ મોઝાર. છેસુંદર.-૧૮
વ્યવસાય સર્વ છંડી કરીજી, જોવા મળે નરનાર.
ત્યા મોહે તસ તેજમાંજી; જનમન વિસ્મયકાર. છે સુંદર. ૧૯
ચકોર શશીને નિરખવાજી, અધિક ધરે મન આશ;
તેમ કુંવરને પેખતાજી, અંતર થાયે ઉલ્લાસ. છે સુંદર. ૨૦
ચડતી કળા રહો કુમારનીજી, શુકલપક્ષે જેમ ચંદ;
હર્ષીત થઇ એમ બોલતાજી, નરનારીનાં વૃંદ. છે સુંદર. ૨૧
આશીશ વચને એમ કહેજી, પ્રજા જનો હિતકાર;
ક્રોડ દિવાળી જીવજોજી, નૃપતિતણા કુમાર. છે સુંદર. ૨૨
સહુજન મનડા વસ થયાજી, કુંવરો નિરખી નિરધાર;
કિંબહુના કથવું સહીજી, કહેતાં થાયે વિસ્તાર. છે સુંદર. ૨૩

સચીવતણા સતસંગથીજી, ધર્મતણા થયા જાણ;
જુક્તિ જાણી જૈનધર્મનીજી, જીવાજીવ ગુણ ઠાણ. છે સું.૨૪
ખટકાયતણા જીવ જાણીયાજી, જાણ્યા તે ભેદ વિશેષ;
નવતત્ત્વ નિર્ણય કર્યાજી, શંકા નહિ લવલેશ. છે સુંદર.૨૫
જાણ્યા ખટ વસ્તુ ભાવનેજી, આગમે જે અધિકાર;
નિજ જન્મ કૃતાર્થ માનતાજી, મંત્રીતણો ઉપકાર. છે સુંદર. ૨૬
રાજ્યઋધ્ધિ સુખ સાહેબીજી, પામ્યા તે પુણ્ય પસાય;
જીનવર ધર્મ તે પામીયાજી, લઇ સચીવની સહાય. છે. ૨૭
માન મર્યાદ રાખે ઘણીજી, વચને કરે સત્કાર;
ઉપકાર અનંતો તેહનોજી, માને તે વારંવાર. છે સુંદર. ૨૮
ઢાળ ચતુર્થીયે કુંવરોજી, પામ્યા જૈનધર્મનો બોધ;
આંબાજી મુનિ શ્રોતાપ્રત્યેજી, કહે કરીને શોધ. છે સુંદર ૨૯

દોહરો.

નૃપની કહું હવે વાતડી, અલ્પ કરી વિસ્તાર;
નિંદ્રા તંદ્રા પરહરી, સાંભળજો નરનાર. ૧
નૃપ નિકટ અનુરાગીયા, સુબાદિ સામન્ત;
બુધ્ધિ ભમાવે ભુપની, કુડાં કહી દ્રષ્ટાંત. ૨
રાણી વિણ હે રાજવી, રાજઋદ્ધિ ભરપુર;
સુંદર મંદિર માળીયાં, જોતાં ન દિસે નૂર. ૩
ઘરણી છે ઘર ઢંકણું, ગેહતણો શણગાર;
તે કારણ નૃપ કીજીએ, નવિનિરૂપમ નાર. ૪



### શિખરિણી.

નઠારી જો નિત્યે સુજન કરણે વાત પડશે,
નકી બુદ્ધિ પ્રાંતે કુટીલ જનથી તો બગડશે;
જુઓ પદ્માવંતી દિયર પ્રતિ તે દ્વેષ ધરીને,
તજાવી તે પ્રીતિ પતિ અનુજથી યુદ્ધ કરીને. ૬

### દોહરા.

વચન સુણી દિન દિન પ્રતિ, રાજા મન રીઝંત;
નિશ્ચે પરણવી પ્રેમદા, ઇચ્છા તે ઉપજંત. ૫
મન નિશ્ચલ જે માનવી, તે લાખનમે કોક;
મન ભ્રમી જન ભૂતળ ઘણા, કહેત કવિજન લોક. ૬
મન સમીર છે ઉતાવળાં, ભટકે બહુલે ઠાય;
મન મર્કટ સંસારમાં, જ્યાં ચિંતે ત્યાં જાય. ૭
મનથી હાર્યા મહીપતિ, મનથી હાર્યા રંક;
મનથી મુનિવર હારીયા, મન હિંસે મહા વંક. ૮
મન ભમાડયે તન ભમે, તને ભમે છે જીવ;
તન મન વશ કરી લીજીએ, તો થાયે જીવ શિવ. ૯
ચપલ ચિત્તે તેમ નૃપતિ, રાખે નહિ એક ટેક;
પ્રાંતે પુરણ તે પામશે, આપદ તેથી અનેક. ૧૦

---



## ઢાળ ૫ મી.

રાગ—ચોપાઈ.

એક નગરી સુંદર આકાર, તિહાં સુખે વસે નરનાર;
શ્રીપુર નગરી તણું તેહ નામ, છે સુખદા સંપતિનું ધામ. ૧
છે તિહાં પ્રજાપતિ વસુભાણુ, વિરધવળની વહે છે આણ;
તે પ્રજાપાલને એક કુમારી, છે રૂપ રંગે કરી મનોહારી. ૨
પામી તારૂણ્ય તે નૃપ બેટી, રહી સદ્‌વિદ્યા થકી છેક છેટી;
તેણીને કરવા નિજ ઘર નાર, મહીપતિ ચિંતે ચિત્ત મોઝાર. ૩
તુર્ત તેડાવ્યો તિહાં અમીર, કહે શ્રીપુરે જા મુજ વીર;
વસુભાણ કન્યા યાચો સંબોધિ, પ્રેમ વચનો વતિ પ્રબોધી. ૪
એવી શીખ સુણી ગયો શ્રીપુર, નૃપતિને મળી કહે તેહ શૂર;
નૃપ તુમ સૂતા છે મનોહરણી, મુજ નૃપ તણી થાય જો ઘરણી. ૫
સર્વ કાર્ય થશે તેથી સિદ્ધ, એવા વચન કહ્યાં પ્રસિદ્ધ;
માન્યો શ્રેય જાણી મહીપાળ, અર્પી તેણે નિજ કન્યા તત્કાળ. ૬
કહે તરૂણ થઇ છે મુજ કુમારી, વ્યાહ તણી કીજે તુર્ત તૈયારી;
લખ્યા ત્યાં લગ્ન વિધિ અનુસાર, હર્ષીત થયાબહુ નરનાર. ૭
આવ્યો લગ્ન લઇ નિજ નૃપ પાસ, વધાવ્યા તે સર્વ થઇ ઉલ્લાસ;
વિવાહ તૈયારી કરી તે વાર, વર્તાવ્યો સઘળે જયજયકાર. ૮
ગયું ખાંડુ વસુભાણ દ્વાર, કુંવરી ફરી ફેરા તેહની લાર;
મંગળ વિધિયે પરણી તે બાળ, છે તાસ માતપિતા પ્રેમાળ. ૯

કુંવરીને દીધા બહુમૂલા દાન, વળાવી તેહને કરી સન્માન;
જાન જુગતથી પંથે સધાવી, ગયા સહુ સ્વસ્થાને જાન વળાવી.૧૦
આવી કનકાપુરી પંથ અવગાહી, પુરીજન પેખતા થઇ ઉત્સાહી;
જેહ વિધે ઉપદિશે પુરોહિત, સાંચવી લગ્ન તણી સર્વે રીત. ૧૧
ચિત્તમાં શ્રીરાણી આણી ઉમંગ, ચોથો ફેરો ફરી નૃપ સંગ;
આવી વસી સ્વમહેલ મોઝાર, પરિજન ગયા તે નિજઘેર દ્વાર.૧૨
તે સમે નૃપ તનુજો સુજાણ, પરસ્પરે ઉચ્ચરે મંજુલ વાણ;
શ્રીરાણી આવ્યાં આજ પરણી, તેતો પિતુ તણી થાય ઘરણી.૧૩
હોય જનની સ્થાને તે માય, નમીયે જઇ તેહતણે પાય;
એમ અવધારી થયા તૈયાર, અંગે સુંદર સજી શણગાર. ૧૪
આવ્યા બેહુ તે પિતુ અંતઃપુર; નમ્યાં પ્રીતે અપરમાત હજુર;
રતિપતિ સમ કુંવરોને નિરખી, શાવકીમાત તો ચિતમાં હરખી.
ખુબસૂરતી માંહી લય લાગી, મોહવૃતિ અંતરથીજ જાગી;
પુત્ર પ્રત્યે યાચનારે કીધી, કુલ તણી લજ્જા લોપી દીધી.૧૬
કામી નારી કરે કુડા કામ, જેનું ચિત્ત ભમે બહુ ઠામ;
કુટીલ ત્રિયાને કરૂણા ન અંગ, તેતો કરો નહિ કોઇ સંગ.૧૭
મહા સતકને રેવતી ઘરણી, થઇ શોકયો તણા પ્રાણ હરણી;
પહોંચી નર્કાવાસે તે નાર, પરિભ્રમણ કરશે અપરંપાર. ૧૮
હતી યશોધરને પાંચશે નાર, કીધો દર્પણે પતિ સંહાર;
તેમ સુરીકંતા નામે રાણી, મારી વસી પતિ ક્રોધ આણી.૧૯
થઇ છે ભ્રમિત એવી કઇક નારી, તેમ શ્રીરાણી કુમતિ કરનારી;
પતિત વૃતિ નવી માતની જાણી, ધિક્કારે અંતરગત ક્રોધ આણી.



## દોહરા.

નિર્લજ શબ્દો સાંભળી, લાજ્યા બેહુ કુમાર;
વળતું તેઓ બોલીયા, પ્રગટપણે તે વાર. ૧
તું અમ જનની સ્થાનકે, આવી પિતુ ઘર દ્વાર;
છતાં મોહી શું રૂપમાં, ગુણ વિણ થઇ ગમાર. ૨
વિપરીત વચનો બોલતાં, ઉપની નહિ મન લાજ;
અમે શીલવંતા કુંવરો, કીજે કેમ અકાજ. ૩
પ્રલય કાળના પવનથી, કહિ કંપે ગિરિરાય;
પણ નમણી રમણી પેખતાં, ચિત્ત ભ્રમિત નવ થાય. ૪
વચન વિમાસી બોલીયે, રાખી મન વિવેક;
વિવેક વર્જીત માનવી, તે જગ જાણો *ભેક. ૫
વિવેક વસુધા વાટડી, ચાલે સહુ સંસાર;
પ્રવર પદને પામીયા, વિવેક થકી નરનાર. ૬
વિવેક લજ્જાને પરહરી, કુલટા પિતુ ઘર નાર;
પુત્ર પ્રત્યે મતિ ભ્રષ્ટ થઇ, ધિક્ક જીવનનો સાર. ૭

## શિખરિણી.

ધગેલી કામોથી સુશીલ જનને જેહ નડતી,
કરે ઇચ્છા એવી મન મથનને પાશ પડતી;
અહો કામી કાન્તા ફિટ ફિટ ખરે જન્મ ધરિયો,
પડી શાને પેટે તુજ જનનીને ભાર કરિયો. ૭

* દેડકો.



દેઈ ઉપાલંભ કુંવરો, ગયા તે નિજ નિવાસ;
જાણી અધમતા તેહની, કહિ ન જાવે પાસ. ૮
નૃપ પત્નિ મન ચિંતવે, ફોગટ ગયો પ્રયાસ;
રહી અભ્યંતર વાસમાં, કરે કુંવરની આશ. ૯
કઇ વેળા તે કુંવરને, પ્રગટાવું મુજ પ્રેમ;
કનિષ્ટ લેશા કામીને, ઉપજે અંતર એમ. ૧૦
અનુક્રમે દિન વહી ગયા, ગયો ઘણેરો કાળ;
રાણી તણા ચલ ચિત્તને, જાણે નહિ ભૂપાળ. ૧૧
એક દિવસ તે કુંવરો, રહી ઉપવનની માંય;
મિત્ર મળી સહુ સારિખા, ખેલે ખેલજ ત્યાંય. ૧૨
કંદુક રમતા જઇ પડયો, મહેલ તણી મોઝાર;
નિરખી જોતાં રાણીયે, ચિત્તમાં કર્યો વિચાર. ૧૩
કંદુક છે કુંવરો તણો, નિશ્ચે જોતાં આજ;
લઇ ભુવનમાં નાંખીયો, ચિંતિત કરવા કાજ. ૧૪

## ઢાળ ૬ ઠી.

### રાગ—ભરથરી.

*કંદુક જતારે કુંવર હસ્તથી નૃપતણે અંતઃપુરજી,
મિત્રવૃંદ મળ્યો તિંહાં એકઠો, ચિંતાકુળ થતાં ઉરજી.
ભંગ પડયોરે રમત રંગમાં—એ ટેક.

* દડો.

ઉપાલંભ આપી વીરભાણુને, સ્નેહી કહે વારંવારજી;
કંદુક પ્રક્ષેપ્યો અંતઃપુરમાં, વિપ્રીત કીધું કુમારજી. ભંગ. ૨
કુંવર કહેરે વળતું તેહને, સુણો મમ પ્યારા મિત્રજી;
કંદુક લાવુરે ક્ષણ એકમાં, પૂર્ણ ધરી મન પ્રીતજી. ભંગ. ૩
એમ કહીને કુંવર ચાલીયો, દુર્ગતણી તે પાસજી;
અગ્રજ બંધુ સંગે સંચર્યો, કરવા કંદુક તપાસજી. ભંગ. ૪
દુર્ગતણીરે બારી તોડીને, પ્રવેશ કરે વીરભાણજી;
ઉદેભાણુ ઉભો ×પ્રાકારાંતરે, નિરખે નિકટનાં સ્થાનજી. ભંગ. ૫
આવતો વિલોકી વીરભાણુને, નવી તેહતણી માયજી;
પુત્રરૂપે મોહીતે કુલટા, વિષય વાંછા મન લાયજી. ભંગ. ૬
કુંવર કહેરે સુણો શાવકી, કંદુક આવ્યો છે આંયજી;
લીધોરે હોયતો આપો મુજને, થાય રમતનો જાયજી. ભંગ. ૭
આવી પડયો છે કંદુક આપનો, મેહેલતણી મોઝારજી; ભંગ. ૮
વચન સુણી કુંવર તે સમે, ગયો ભુવનની માંહીજી;
ઉઠી આવી તુર્ત નૃપ અંગના, ગ્રહી કુંવરની બાંહાજી. ભંગ. ૯
મદનાતુર થઇ તે માનની, રચે વિવિધ ચરિત્રજી;
કામ કટાક્ષે જુએ કુંવરને, કરી વૃત્તિ વિચિત્રજી. ભંગ. ૧૦
ચરિત્ર જોઇ અપરમાતનું, કુંવર કરે તિરસ્કારજી;
કુબુદ્ધિ જાગી કેમ તુજને, કાળો કેર કરનારજી. ભંગ. ૧૧

× ગઢ.

ગજબ કરતાં નથી લાજતી, ધિક્ક તારા કુળવંશજી;
તેમાંહી ઉપની તું પાપણી, લજ્જા ગુણ નહિ અંશજી. ભંગ. ૧૨
એમ નિભ્રંછી અપર માતને, કુંવર તે વર્જન્તજી;
કર ન મુકયો તદપિ તેહનો, રાણી ભ્રષ્ટ મતિવંતજી. ભંગ.૧૩
કામિજનમીરે જુઓ કલ્પના, ન ગણે પુત્ર કે ભ્રાતજી;
આંબાજી કહે છઠી ઢાળમાં, સુણજો કુંવરની વાતજી. ભંગ. ૧૪

દોહરા.

પરનર સંગે જે રમે, કામી કુલટા નાર;
હિલના બહુ તે પામશે, વસુધા તલ મોઝાર. ૧
શીયળધર્મને છંડીને, કરે કુશીલનાં કાસ;
ભુંડણ સમ તે ભામિની બોળે કુળનું નામ. ૨
નિજ પતિ પરણ્યો મેલીને, ચાહે અવર નર સંગ;
નારી નહિ તે નારકી, અનળ સમું છે અંગ. ૮

શિખરિણી.

ભલે રંભા જેવી અનુપમ રૂપે હોય નમણી,
નહિ શોભે નિશ્ચે કુશીલ કરમી એહ રમણી;
કરે કાળાં કર્મો વિષયી મનને આધિન થકી,
મતિ ભ્રષ્ટા ભામા પદ પદ લહે આપદ નકી. ૮



## ઢાળ ૭ મી.

---

( રાગ—મહેતાજીરે શું મહી મુલ બતાવું. )

લાજીદેરે મુજ હસ્ત આવારે, મારો બંધુ ઉભો છે બહારે;
એ ટેક.

કદિ શીયળ નહિ તજનારોરે, જૈન ધર્મ મુને છે પ્યારોરે;
તેમાં શીયળનો અધિકારોરે, બાજી હાથથીરે ઇણ સમે કેમ
હારે. મારો બંધુ ઉભો છે બહારે. ૧

શીયળ સંકટ સઘળાં ટાળેરે, વંશ કુળને અજવાળેરે;
દૂર કર્મતણાં દળ ગાળેરે. શીયળથીરે જગજન કાર્ય સુધારે.
મારો બંધુ. ૨

શીયળે જન્મ સફળ આ થાશેરે, તેની કીર્તિ સહુ જન ગાશેરે;
સ્વર્ગ મોક્ષ માંહી તે જાશેરે, શીયળથીરે કંઇક ગયાં ભવ
પારે. મારો બંધુ. ૩

જ્યાં રાજુલ બાળ કુંવારીરે, મોહરાય નાંખ્યો વિદારીરે;
દેવરને લીધો તેણે તારીરે. નવરાચ્યાંરે વિષય સુખ વિકારે..
મારો બંધુ. ૪

શીયળથી ચંદન બાળારે, જેને પગે જડ્યાં હતાં તાળાંરે;
થયા ત્રુટીને ઝાક ઝમાળરે, ચંદન બાળારે સંકટ સર્વ નિ-
વારે, મારો બંધુ. ૫

થયા રામચંદ્ર ઘર નારીરે, નામે સીતા સતી જગ પ્યારીરે;
દ્રઢ ટેક રહ્યાં તે ધારીરે, ધન્ય સતીરે જશ અતિ વિસ્તારે.
મારો બંધુ. ૬

એવી સતીઓના સદગુંણુ ધારીરે, કીજે નિજઅંતર અવિકારીરે;
કુશીળથી દુર્ગતિની તૈયારીરે, પામે નહિરે સુખ કહિ સંસારે.
મારો બંધુ. ૭

જેનું નામ લેતાં મુખ લાજેરે, તેની ઇચ્છા કરે શું આજેરે;
દ્રઢ મન મારૂં શીયળ કાજેરે, નહિ છાજેરે કરવું આવું
કાંઈ.તારે. મારો બંધુ. ૮

આ પૃથ્વી પલટી કદિ જાવેરે, ભાનુ પશ્ચિમે ઉદય થાવેરે;
તેમ મરૂત મેરૂ ડોલાવેરે. તજું નહિરે શીયળવૃત કોઇ વારે.
મારો બંધુ. ૯

જો કેશરી કદી તૃણુ ખાવેરે, તેમ જલધિ જગત ડુબાવેરે;
શશી સુર્ય ભૂમિપર આવેરે, પણુ નહિરે ટેક તજું આવારે.
મારો બંધુ. ૧૦

ઉદેભાણુ શબ્દ સુણી આવેરે, તેથી શ્રીરાણી જરી ન ફાવેરે;
તેણિ ડર બેઉને બતાવેરે, નવિ માનેરે કુંવરો કોઇ પ્રકારે;
મારો બંધુ. ૧૧

ગુરૂ દેવસી સ્વામી પ્રતાપેરે, પ્રતિબોધ આંબાજી આપેરે;
સુણી સાર હૃદયમાં સ્થાપેરે, તે જનનેરે ભવજલ પાર ઉતારે.
મારો બંધુ. ૧૨

માલિની છંદ.

ધિક ધિક સતી રાણી, કામી કંદર્પે હણાણી;
વિષય તણી ઇચ્છા, પુત્ર પાસે જણાણી.
ધિક ધિક સુખ આવું, જીવને દુઃખકારી;
ફિટ ફિટ મતિ માતા, તાહરી પાપકારી.

દોહરો.

નિશ્ચલ મન જાણી કરી, કુંવર તણા તે વાર;
ભયાનક થઇ તે ભામિની, બોલી કુલટા નાર. ૧
નૃપ સ્વાધીન છે માહરે, માનો મારી વાત;
નહિ તો આજે બેઉની નકી કરાવું ઘાત. ૨
વચન સુણી વિમાતના, બોલ્યા રાજકુમાર;
લજવ્યા જ્ઞાતિ ધર્મને ધિક પડયો અવતાર. ૩
કોપે નહિ અમ તાતજી, પુરણ પિતાનો પ્યાર;
જીવન સમ અમે તેહને, નિશ્ચે નહિ ડરનાર. ૪
કોપ કરે કદિ તાતજી, કરે દેહની ઘાત;
શીયળ વૃત ના છંડીયે, સાચી સમજે વાત, ૫
તુજથી થાયે પાપણી, કરજે તું ઉપાય;
દઇ ઉપાલંભ કુંવરો, દુર્ગ ઉપાંતિક જાય. ૬
*પ્રાકારદ્વારથી નીકળે, ક્રમસર બેહુ કુમાર;
સતીપણું પ્રગટાવવા, તત્પર થઇ નૃપ નાર. ૭

---

* નાહા બારી.

## ઢાળ ૮ મી.

( રાગ—ઝુમખડું. )

કલ્પાંત કરી પડી કુલટારે, જતાં કુંવરો તે બહાર;
સુગુણ જન સાંભળો—એ ટેક.
ધાઓ ધાઓ કોઇ આ સમેરે, લુંટાય પતિવૃતા નાર. સુ. ૧
વિલાપ સુણી ધસ્યો ભુપતિરે, સંગે લેઇ ચોકીદાર. સુ૦
આવતાં નૃપે તે દ્વારથીરે, જતા જોયા કુમાર. સુગુણ. ૨
અભ્યંતર બેઉ જઇ કરીરે, ઉભા નિરખે ચરિત્ર. સુ૦
તસ્કર દંડ નાયકપેરેરે, ન્યાય થયો છે વિચિત્ર. સુગુણ. ૩
સ્રીચરિત્ર ત્યાં આદર્યુંરે, કરતી અતિશે વિલાપ. સુ૦
નયનાંબુ ઝરતું નેત્રથીરે, ધરતી મનમાં સંતાપ. સુગુણ. ૪
વપુપર વસ્રો ફાડીયાંરે, છુટા કીધા શિર કેશ; સુ૦
પૃથ્વીપર શિર પછાડતીરે, વિરૂપ કીધો નિજ વેશ. સુ. ૫
દિલદ્રાંવક સ્વરે વિલ્પતીરે, કરતી અતિ હાહાકાર; સુ૦
પરમ પવિત્ર મન માહરૂંરે, પરનરથી અવિકાર. સુગુણ. ૬
જુલમ કીધો મુજ ઉપરેરે, નિર્લજ થયા કુમાર; સુ૦
પૃથ્વી માતા પંથ આપજેરે, પેશું હું તુજ મોઝાર. સુ. ૭
ધરા ન ફાટી પણ તે ક્ષણેરે, વચન સુણી વિકરાળ; સુ૦
કુલટા છતાં તે કામિનીરે, કુંવરોપર થઈ કાળ. સુગુણ. ૮

ઓલંભો દઇ કહે નૃપનેરે, ઉત્તમ મુજ કુળાચાર; સુ૦
કલંકિત કીધું તેહનેરે, થયું જીવન અસાર. સુગુણ. ૯
એમ કહેતી કાન્તા કંથનેરે, તાણી લીએ તલવાર; સુ૦
કંઠે ઠવે અસિ ઉજળીરે, મરવા થઇ તે તૈયાર. સુગુણ.૧૦
દીન થઇ કહે ભૂપતિરે, આણી પરણીપર પ્યાર; સુ૦
શીયળવંતાં છો સુંદરીરે, મુજ મનમાં નિરધાર. સુગુણ.૧૧
મરવું તજો પ્રિયા આ ક્ષણેરે, તુમસમ નહિ કો નાર; સુ૦
એમ કહી કર ઝાલીયોરે, ધિરજ અર્પિ તે વાર. સુ. ૧૨
પુત્ર પાપી થયા માહરારે, કુળ કીર્તિ હરનાર; સુ૦
શીક્ષા કરૂં આજે આકરીરે, દેઇ બેહુને ધિકાર. સુગુણ.૧૩
રાણી કહે વળતું રાયનેરે, હું ન નિશ્ચે જીવનાર; સુ૦
અંત આણું મુજ અંગનોરે, કરી આ ખડગ પ્રહાર. સુ. ૧૪
અપો કહિ જો કુંવરનાંરે, મસ્તક કરી સંહાર; સુ૦
કુશળ રહું તો જગતમાંરે, લઈ વિવિધ આહાર. સુગુણ.૧૫
વચન સુણી તે નારનાંરે, *ભૂધવ ક્રોધે ભરાય; સુ૦
ક્રોધારૂણ કીધી આંખડીરે, તનુજોથી દ્વેષ લાય. સુગુણ. ૧૬
તું અંતર મુજ આતમારે, તું મુજ જીવન પ્રાણ; સુ૦
સંતાપ તજો તમે સુંદરીરે. શિશ આપું અંતઆણ. સુ.૧૭
સંતોષી ચાલ્યો ત્રિયાનેરે, ભ્રકુટી ચડાવી ભાલ; સુ૦
અંતિકે આસને જઈ કરીરે, મંત્રી તેડાવે ભૂપાળ. સુ. ૧૮

* રાજા.

†મદ સંખ્યા મીતે ઢાળમાંરે, જોજ્યો કામી વ્યવહાર; સુ૦
આંબાજી કહે આગળેરે, કુવર કેથાનો સાર. સુગુણું. ૧૯

### શિખરિણી.

ભમાવ્યા ભામાએ નરવર સમા કૈંક જનને,
ચરિત્રો ત્રિયાનાં ભ્રમિત કરશે શાન્ત મનને;
તજાવી તે પ્રીતિ નૃપ નિકટ પોતે થઈ સતી,
થયો ક્રોધી રાજા પ્રિયતર બને પુત્રજ પ્રતિ. ૯

### દોહરા.

ચરિત્ર જોઇ નવી માતનું, કુંવરો તેણી વાર;
ભય વ્યાકુળ બેઉ થયા, ગુણીજન રાજકુમાર. ૧
આપ પિતુ પલટી ગયા, પલટી કુલટા માત;
કોઇ કર્મ કોપજ થયો, થશે બેઉની ઘાત. ૨
સત્વર ચાલી આપણે, બંધવ બેઉની જોડ;
જઇ અભ્યંતર મહેલમાં, દ્વાર દીજે તે જોડ. ૩
તો જીવન છે આપણું, અતિ આપદ હરનાર;
નહિતો કરશે બંધવા, બેહુ તણો સંહાર. ૪
એમ અવધારી અંતરે, ગયા ભુવન મોઝાર;
થર થર કાયે કમ્પતા, ધિરજ નહિ ધરનાર. ૫
લઘુ બન્ધુ એમ ઉચ્ચરે, સુણો સહોદર વીર;
આજ સમો વસમો થયો, રહે ન મુજ મન ધીર. ૬

---

† મદ ૮ છે.

માતા મરી ગઇ આપણી, મુકી બાળે વેશ;
અશુભ કર્મ આવી નડયાં, દયા ન પિતુને લેશ. ૭
કોણ જાણે કઇ રીતથી, કરશે આજે અંત;
ક્ષણ ક્ષણ સુજને તેહની, ચિત્ત ચિન્તા ઉપજંત. ૮
પાપ કર્યાં પૂર્વ જન્મમાં, પડીયો માત વિયોગ;
ગદગદ કંઠે બોલતો, કુંવર ધરી મન શોક. ૯

શિખરિણી.

કરે રક્ષા માતા જીવસમ ગણી નિત્ય પુતની,
મરો ના તો માડી, લઘુ વય વિષે કોઇ સુતની;
દશે દિશા સૂની સ્વજનની વિના કષ્ટજ ઘણું,
જતાં વ્હાલી માતા તથી નથી હવે કોઈ શરણું. ૧૦

## ઢાળ ૮ મી.

(રાગ—આશાગોડી.)

માવિણ સૂનોરે સંસાર, બંધુ મારા માવિણ સૂનોરે સંસાર. એટેક.
પ્રીત અનુપમ રાખતી જનની, સંભાળ લેતી સોવાર. બંધુ. ૧
ખમા ખમા કહિતી માતા પ્યારી, જાણતી નીજ કુમાર. બંધુ ૨
મનગમતાં તે ભોજન પીરસી, જમાડતી ધરી પ્યાર. બં. ૩
મીઠા મધુરા વચન કહીને, કરતી ખુશી અપાર. બંધુ. ૪

જીવન ખરેખર બાળક કેરૂં, માતા તે સુખકાર. બંધુ. ૫
જનની સમું નહિ જગમાં કોઇ, તનુજોને હિતકાર. બંધુ. ૬
માય ન મરશો લઘુ વયે કેની, પુત્ર કરી નિરાધાર. બંધુ. ૭
જનની જતાં આ જગત તજીને, તાત થયા દુખકાર. બંધુ. ૮
કલંક ચડાવ્યું શિરે બેહુને, જીવન ઝેર કરનાર. બંધુ. ૯
દુઃખનુરે વાદળ આવ્યું આજે, નવી પ્રાણ હરનાર. બંધુ. ૧૦

॥ દોહરા. ॥

ઉર અકળાતું તેહનું, રૂદન કરે બહુ વાર;
દુઃખ દેખી લઘુ ભ્રાતનું, વહી નયને જલધાર. ૧
વહેતાં અશ્રુ આંખથી, જેમ જલની પ્રનાળ;
ભીંજ્યાં હૃદયપર ચીવરો, દીનવદની બેહુ બાળ. ૨
કુંવર વીતકની વાતડી, પદ્ય પ્રબધે કીધ;
હવે કહું તસ તાતની, કથને કરી પ્રસિદ્ધ. ૩
કોપિત થઈ કહે નૃપતિ, ભૃત્ય નિકટ વિખ્યાત;
તેડી લાવ તું સચીવને, સાંભળતાં મુજ વાત. ૪
નૃપવચણે તે ચાલીયો, ગયો સચીવને દ્વાર;
તુર્ત તેડાવે મહીપતિ, સર્વ કહ્યો વિસ્તાર. ૫
આવ્યો સચીવ ઉતાવળો, નિજ નરેશ્વરની પાસ;
અરૂણ દેખી નૃપ આંખડી, આવ્યો મની ત્રાસ. ૬
બેહુ કર જોડી ઉચ્ચરે, નૃપતિ કરો આદેશ;
તકસીર હોવે માહરી, કરશો તે બક્ષીસ. ૭

ક્રોધાંધ થઈ તે નૃપતી, વદે વચણ વિકરાળ;
પુત કુપુત્ર શિર છેદીને, પ્રિયા પાસ પહોંચાડ. ૮
હૃદયભેદક સાંભળ્યાં, ભૂધવ વચનો ક્રૂર;
મંત્રી કાયા કમકમી, તેમજ રોમ અંકૂર. ૯
પ્રેમી પ્રિયાના પાશમાં, બાંધ્યો મધિક ભૂપ;
પરવશ થઈ જન જગતના, પડીયા ભવજલ કુપ. ૧૦
રામા રમાના રાજ્યમાં, વિરલા જન ઉગરંત;
ભવ અભિનંદી આત્મા, દુષ્કૃત કાજ કરંત. ૧૧
એમ અવધારી બોલીયો, મંત્રી મહા મતિવંત;
શ્રોતા ગુણીયલ સાંભળો, તજી જગતનો તંત. ૧૨

## ઢાળ ૧૦ મી.

(રાગ—અરણીક મુનિવર.)×

સાહસ ન કીજેરે ક્રોધે રાજવી, તજી ક્ષમા ગુણ જ્ઞાનજી;
કોમળ દિલહુરે રાજન રાખીયે, અધિક કારી વીજ્ઞાનજી.
સાહસ ન કીજેરે ક્રોધે રાજવી—એ ટેક. ૧
પુરી જન મનનેરે કુંવરો ભાવીયા, રૂપે સુર અવતારજી;
તૃપ્તી ન પામેરે નેત્ર નિરખતાં, છે સર્વને સુખકારજી. સા. ૨

× તે ભરથરીમાં પણ ગવાશે.

સુણ અભીલાષીરે અંગજ આપના, ગુણીયલ છે સુકુમારજી;
દીનમણિ સરખારે દીપે રાજ્યમાં, લઘુવયવંતા બાળજી.
　　　　　　　　　　　　　　　　　સાહસ૦ ૩

છે તુમ કુંવરોરે રતન રાજ્યના, પોષ્યા પ્રાણ અનુહારજી;
નારી વચનેરે કેમ કીજીએ, તેહતણો સંહારજી. સાહસ૦ ૪
સાહસ કરતાંરે કંઇક પામીયા, અંતે કષ્ટ અનંતજી;
પદપદ પામેરે પુરણ આપદા, સાહસી બહુ ગુરંતજી. સા. ૫
છેદ્યાં વૃક્ષોરે પાછાં ઉગશે, મૂળ તણે આધારોજી;
નમૂળાં વૃક્ષોરે માનવ જાણીએ, છેદ્યાં ન પામે વિસ્તારજી.
　　　　　　　　　　　　　　　　　સાહસ. ૬

કાર્ય વિચારરે કર્ત્તા જગતમાં, પામે પરમ વિલાસજી;
વસુધા કીર્તિરે તેની વિસ્તરે, તેમજ ચપલા વાસજી. સા.૭
એમ વિમાસીરે ક્રોધ નિવારીએ, વદીએ વચન રસાલજી;
આપ બચાવોરે એહુ કુમારને, દિલડે થઈ દયાલજી. સા. ૮
સચીવે વચણોરે કીધાં તેહને, સુણતાં તેહ મધુરજી;
આંબાજી કહેરે દશમી ઢાળમાં, નૃપ રહ્યો નિષ્ઠુરજી. સા. ૯

દોહરા.

પ્રિયા વચન આધિન થયો, નરવર જગમાં જેહ;
માને નહિ કહિ કોઈનું, કપિ સમ જાણો તેહ.　૧
શીતળ સેમીરમાં સુગરી, કરતી કપિને બોધ;
તોડયો માળો તેહનો, મર્કટ કરીને ક્રોધ.　૨

વ્યર્થ બોધ પ્રિયા પ્રેમીને, કદિ ન નીકળે સાર;
સદબોધે પણ તેહતો, કરશે ઉલટો ખાર. ૩
વૃથા બોધ છે બધિરને, વૃથા ખારમાં ખેત;
પ્રીત વૃથા નવી માતની, કદિ ન રાખે હેત. ૪
સચીવ કથન વૃથા ગયું, નૃપ પાસે તે વાર;
ક્રોધી થઇ ભણે ભૂપતી, સાંભળતાં દુઃખકાર. ૫

## ઢાળ ૧૧ મી.

( રાગ—ક્ષત્રી કલંક કેમ.. )

તુર્ત પાપીયોનો કર્ય સંહાર, બતાવે નહિ મુખ મુનેરે.
થયા મુજ કુળ કીર્તિ હરનાર, બતાવે૦
છે પરમપવિત્ર મુજ નવી નાર, બતાવે૦
થયા તેહ તણી લાજ લુંટનાર. બતાવે૦ ૧
કામાંધ થયા કુકર્મી ચંડાળ, બતાવે૦
કાળું કૃત્ય જોઇ ઉઠે મુને ઝાળ; બતાવે૦
હોય કદિ સુંદર સુવર્ણ કટાર, બતાવે૦
વિંદ્યુત સમ ઝળકે જેની ધાર. બતાવે૦ ૨
તે તો મ્યાનસહ કટિયે ધરાય, બતાવે૦
પણ તે પેટે કદિ ન નખાય; બતાવે૦

ભલે પ્રાણ થકી હોય પ્રિય પુત, બતાવે૦
કરવું ઘટે શું કૃત્ય અનાહુત. બતાવે૦ ૩
ખરે એવા પાપી પુત્રોને છે ધિક્કાર. બતાવે૦
એમ કહી મંત્રીને આપી તલવાર; બતાવે૦
ઝટપટ જઇ કર્યું કુંવરો ઠાર, બતાવે૦
શિષ છેદી આપે નવીને આવાર. બતાવે૦ ૪
મુજ નિર્દેશનો કરીશ પરિહાર, બતાવે૦
તો નકી કરૂં તુજ સ્વજન સંહાર; બતાવે૦
એક કુલટા કામી ત્રિયા તણે કાજ, બતાવે૦
થયો નૃપ સુત કૃતાંત તે આજ. બતાવે નહિ૦ ૫

## શિખરિણી.

નહિ થાશે કેના નરવર ખરે આ ખલકમાં,
પમાડે મૃત્યુને સહજ મિષથી તે પલકમાં;
કીધી ક્રોધી કૃતિ નિજ તનુજની ઘાત કરવા,
ધરે ના તે ધૃત્તિ મહીપતિ તણો ક્રોધ હરવા. ૧૧



## ઢાળ ૧૨ મી.

રાગ—હું તુજ આગળ શી કહું.

દિલ અકળાણું દિવાનનુંરે લાલ,
સુણતાં વજ્ર સમ વેણુરે શોભાગીલાલ;
ઉપાય કશો હવે છે નહિરે લાલ,
લોપાય નહિ નૃપ કેણુરે શોભાગીલાલ.
ભાવી ન મટે ભવી સાંભળોરે લાલ—એ ટેક.
નારી મોહે નૃપતિ પડયોરે લાલ,
દયા નહિં લવલેશરે, શોભાગીલાલ;
શીખ દેતાં તે સોહામણીરે લાલ,
મુજપર કીધો દ્વેષરે શોભાંગીલાલ. ભાવી૦ ૨
કુકૃત્ય કીધું કુંવરેરે લાલ,
રાખી નહિ કુળ લાજરે શોભાગીલાલ;
શિરછેદ કરી તે બેહુનારે લાલ,
આપું નૃપતિને આજરે શોભાગીલાલ. ભાવી૦ ૩
પ્રપંચ ભર્યો છે સંસારીયોરે લાલ,
જોતાં દિસે તે વિચિત્રરે શોભાગીલાલ;
એમ વિમાસી ચાલીયોરે લાલ,
હણવા કુંવરો પવિત્રરે શોભાગીલાલ. ભાવી૦ ૪

પરિકર સ્થાને તે જઇ કરીરે લાલ,
સ્વારો લીધા છે સંગાથરે શોભાગીલાલ;
ખડગ ખંજર આદિ ઘણારે લાલ,
ગ્રહી પોતાને તે હાથરે શોભાગીલાલ. ભાવી. ૫

પુર પંથે તે પરવર્યોરે લાલ,
સંગે લઇ પહેરેગીરરે શોભાગીલાલ;
પ્રજા જનો તે જાણે નહીંરે લાલ,
મંત્રી સુરાહ ગંભીરરે શોભાગીલાલ. ભાવી. ૬

કનકાપુર તજી તે ગયારે લાલ,
ઉપવન તણે તે બારરે શોભાગીલાલ;
અનુચરોને સચીવ કહિરે લાલ,
તિષ્ટિત રહો આ દ્વારરે શોભાગીલાલ. ભાવી. ૭

નગરવાસી નરનારીયોરે લાલ,
આવે ન બાગ મોઝારરે શોભાગીલાલ;
કારણ છે મુજને ખરૂંરે લાલ,
કહેતાં નહિ કંઈ સારરે શોભાગીલાલ. ભાવી. ૮

એમ કહી સચીવ ગયોરે લાલ,
મહેલ તણી તે પાસરે શોભાગીલાલ;
ઉદ્ઘાટન કરતાં ભુવનદ્વારનેરે લાલ,
પામ્યા પુરણ તે ત્રાસરે શોભાગીલાલ. ભાવી. ૯



ભય વ્યાકુળ કુંવર તે સમેરે લાલ,
કહે સુણો વડવીરરે શોભાગીલાલ;
વિષમ વેળા થઈ આજનીરે લાલ,
મુજને રહે નહિ ધીરરે શોભાગીલાલ. ભાવી. ૧૦
તાત નિર્દેશે કોઈ આવીયુંરે લાલ,
કરશે આજે સંહારરે શોભાગીલાલ;
તે ક્ષણે મંત્રી શબ્દ સાંભળ્યોરે લાલ,
કહે ત્યાં જ્યેષ્ઠ કુમારરે શોભાગીલાલ. ભાવી. ૧૧
હિતેચ્છુ છે સદા આપણારે લાલ,
મંત્રી મહા ગુણવંતરે શોભાગીલાલ;
મન સ્થિર રહ્યું તે બોધથીરે લાલ,
છે ઉપકારી અનંતરે શોભાગીલાલ. ભાવી. ૧૨
વચન લોપ્યું નહિ તેહનુંરે લાલ,
કદિ કરી અપકારરે શોભાગીલાલ;
મળીયે તેને આજ જઇ કરીરે લાલ,
પ્રગટપણે ધરી પ્યારરે શોભાગીલાલ. ભાવી. ૧૩

હરિગીત છંદ.

ઝરણા વહે જેના હૃદયથી, હર હમેશાં પ્રેમના,
દુરિત કરતાં રહે ડરતાં, જ્ઞાન લોચન જેમના;
વદન વાણી સુધા સમાણી, બોલતાં મુક્તા ઝરે,
ભ્રાત મળીયે તેહને જઇ, તાપ તનના તે હરે. ૧



સંકટ સમે સાથે રહીજે, કષ્ટ હરે પળવારમાં,
જીન બોધ આપે ધર્મ સ્થાપે, સુખદ આ સંસારમાં;
નિત નિત નીતિ પંથ પ્રત્યે, લાવતા સદબોધિને,
ભ્રાત મળીયે પ્રેમથી જઈ, સંત તેવા શોધીને. ૨

---

રાગ—ઉપરની ઢાળ પ્રમાણે.

એમ કહી નીચે ઉતર્યારે લાલ,
ગુણીયલ રાજકુમારરે શોભાગીલાલ;
દ્વાર ખુલી મંત્રીને મળ્યારે લાલ,
હસ્ત ગ્રહે તેણીવારરે શોભાગીલાલ. ભાવી. ૧૪
ભુવને નિવાસ બેહુ તણોરે લાલ,
મંત્રીને ત્યાં તેડી જાયરે શોભાગીલાલ.
સુંદર આસન આપી કરીરે લાલ,
ઉભા કર જોડી જ્યાંયરે શોભાગીલાલ. ભાવી. ૧૫
પુરંદર સમ રૂપે પેખતાંરે લાલ,
ઉપજે અતિશે રાગરે શોભાગીલાલ;
દેહાંત કરવો છે તેહનોરે લાલ,
અણુચિંત્યો લઇ લાગરે શોભાગીલાલ. ભાવી. ૧૬
એવી ચિંતા ચિત્તમાં વસીરે લાલ,
જોતાં કુંવરો સુકુમાળરે શોભાગીલાલ;

તેણે સમે એહુ બોલીયારે લાલ,
વચણ અતિ રસાળરે શોભાગીલાલ. ભાવી. ૧૭.

## શિખરિણી.

ભલે આવ્યા મંત્રી જીનવર તણું જ્ઞાન મળશે,
સુસંગીને સંગે તનમનતણા તાપ ટળશે;
હિતેચ્છુ સંસર્ગે સુખ દુઃખ તણી વાત કરશું,
સુણી સારા શબ્દો સુખકર પથિ ભ્રાત કરશું. ૧૨

## દોહરા.

વદન વિલોકી આપનું. પ્રગટ્યો પુરણ પ્યાર;
કીધા કૃતાર્થ આવીને, અમ આતમ આવાર. ૧
મળે માતને તાતજી, મળે સહોદર ભ્રાત;
એકજ જગમાં ના મળે, ધર્મ ધરાવક ત્રાત. ૨
મળશે પુણ્ય પસાયથી, ઇંદ્રસમા પણ સુખ;
ધર્મ મળવો મુશ્કેલ છે, ટાળક ત્રિવિધિ દુઃખ. ૩
પરમ ધર્મ જીનરાજનો, શ્રદ્ધા કરાવણ હાર;
તુમ સમ અમને કો નહિ, ભવજલ તારણહાર. ૪.
આપ વદન અવલોલકતાં, પ્રગટે દીર્ઘ વિચાર;
કાંઇ પણ કારણ છે ખરૂં, તુમ અંતર મોઝાર. ૫



## ઢાળ ૧૩ મી.

( રાગ—કુડી છે માયાકી ફાંસી. )

મંત્રીને કહે બેહુ ભાઇ, આપ પધાર્યે આનંદ આજે,
ઉરે અતિ થાઇ. એ ટેક.
ઉપકાર અમોને કરીયો, ગુણ તણો તે પાર મળે નહિં,
દિલ દયા દરિયો. મંત્રી. ૧
ધન્ય જન્મ આપનો પ્યારા, એક ઘડી પણ અમ અંતરથી;
થશો નહિ ન્યારા. મંત્રી. ૨
સ્મિત વદની હિંસો સદાઈ, ચિંતા વ્યાપક ચિત્ત આપનું;
જોતાં તેહ જણાઇ. મંત્રી. ૩
મિષ કહો ચિંતા તણું આજે, વિણ વેળાએ આપ પધાર્યા;
કહો શીદ કાજે. મંત્રી. ૪
કહો કારણ તમે તેનું, પૂર્ણ પ્રયાસે ઉદ્યમ કરતાં;
સંકટ ટળે જેનું. મંત્રી. ૫
જીગર જુદું ના રાખો, નિજ આતમ સમ ગણી;
અમોને દુઃખ તે દાખો. મંત્રી. ૬

### દોહરા.

કોમળ શબ્દો સાંભળી; કુંવર તણા તે વાર;
સુબુદ્ધિ ચિત્તમાં ચિંતવે; નિરખી રાજકુમાર. ૧



ત્રિયા તણે તે કારણે કરવો કાળો કેર;
રાજા તો પરવશ થયો લાગી પ્રિયાની લહેર. ૨
શીશ નહિ આપું તેહને, કાપીને નિરધાર;
નિશ્ચે કરશે માહરા, સ્વજન તણો સંહાર. ૩
બ્રહ્મવૃત્ત ભાંગ્યું જો હશે, નૃપ સુતો એ આજ;
સ્વજન નિભાવન કારણે, ઇચ્છિત કરવું કાજ. ૪
એમ અવધારી તેહનો, લેવા ઇચ્છે સાર;
આવ્યો જે હું કારણે, સુણો કહું વિસ્તાર. ૫

---

## ઢાળ ૧૪ મી.

---

( રાગ—મુજ ઉપર ગુજરી. )

અરે ગજબના કરનાર, શી કહું તુમ વાત;
તમે આજે બુદ્ધિ ભમાવી, ગણી નહિ નિજ માત.
અરે ગજબ—એ ટેક. ૧
કુડું કરતાં તમોએ, કામ થકી નવ જોયું;
ભૂષણ કુળ તણું તે, આજ ખરેખર ખોયું. અરે. ૨
લજાવ્યું કુળ તમે વળી, ધર્મ લજાવ્યો ભાઇ;
દુરાચારી થતાં તો શરમ રાખી ન કાંઈ; અરે. ૩



કહેવાય તમારી મા, નૃપતણી જે રાણી;
તેહ સંગે કુશીળની, વાત રાજાએ જાણી.　　　અરે. ૪
તેથી કોપ કરી અસિ, તુમ પિતાએ આપી.
મુને હુકમ કર્યો જે, શીશ લાવ તું કાપી;　　　અરે. ૫
નહિ તો તુજ સ્વજનનો, સંહાર કરૂં હું આજે;
એવી ક્રુરતા ભરેલો, હુકમ કર્યો મહારાજે.　　　અરે. ૬
તેથી આ અસિ લઇને, અહિં આજ હું આવ્યો.
શીક્ષા દેહાત થયેથી, કાળ બેહુનો આવ્યો.　　　અરે. ૭

॥ દોહરા. ॥

વજ્ર સમી વાણી સુણી, મંત્રી તણી દુઃખકાર;
ગદ ગદ કંઠે બોલીયા, કુંવરો તેણીવાર.　　　૧
પૂર્વ જન્મનાં પાપ તો, કીધાં અપરંપાર,
તે ફળ આજે પામીયા, થઈ અહિં રાજકુમાર.　　　૨
પાપી નહિ તે પાપી ઠર્યા, કુલટા થઇ સતી નાર;
કીધાં કર્મને નિંદતા, કુંવરો વારંવાર.　　　૩

શિખરિણી.

કીધાં જેવાં કર્મો ગત ભવ વિષે ભ્રાત તનથી,
ઉદે આવ્યા તે તો નિરણય કીધું મુજ મનથી;
અતિ અજ્ઞાનીઓ દુરિત થકી નથી લેશ ડરતા,
વિપાકો કર્મોના ઉદય વખતે થાય રડતા.　　　૧૩

દોહરા.

કર્મ ન છુટયા પ્રાણીયા, રાજા રંક સમેત;
સઘળાને આપદ નડી, સરખો કર્મજ વેત. ૪
એક કર્મને છાંયડી, સાથે બેહુ ચલંત;
ચાર ગતિમાં સંચરે, ટાળ્યાં નાહિ ટળંત. ૫
આળ દીધાં જીવ અન્યને, પુર્વજન્મ મોઝાર;
તે કર્મો કેમ છુટીયે, ઉદય થયા આવાર. ૬

## ઢાળ ૧૫ મી.

(રાગ—એક દિવસ રૂક્ષમણી.)

આળના કર્મ તો આળે જવાના, ભાંખ્યું પંચમે અંગેરે;
આળ ન દેશો કોઇને પ્રાણી, પાતક જાણી મન સંગેરે.
આળના કર્મ તો આળે જવાના—એ ટેક. ૧
પાપ સતર કંદિ નાશ થવાના, સંજમ તપ આદરતારે;
પાપ અભ્યાખ્યાન નાશ ન થાશે, કોટી ઉપાયો કરતાંરે.
આળના. ૨
આળ દેતાં પર દિલ દુહાશે, પામશે તે પરિતાપોરે;
જીવ જતાંલગી ઘાવ ન રૂજે, આળતણો સંતાપોરે. આ. ૩
આળ દેતાં જીવ કર્મ બાંધે છે, ભોગવતાં દુઃખકારીરે;
દયાદિ ધર્મને વૃથા ગુમાવી, ગયા માનવ ભવહારીરે. આ.૪

બાળ આણ્યું જુઓ સતી સીતાને, પૂર્વ કર્મ પ્રતાપેરે;
ઘણી ઘણી ઝુરણા ઝુરતીરે, તેથી સતી બાળને સંતાપેરે. આ. ૫
બાળે કરી સતી અંજના જેવી, દુઃખ પામી નિજ અંગેરે;
સસરા પિયરથી હીન થતાં તે, ચાલી થઇ માન ભંગરે. આ. ૬
એવા એવા કેઇ દુઃખડારે પામ્યા, કરમે કરી નરનારીરે;
આંબાજી મુનિ કહે પંદરમી ઢાળે, વાત લેજો વિચારીરે.
બાળના કર્મ. ૭

દોહરા.

અવસાન સમો જાણી કરી, મંત્રી તણી તે પાસ;
લઘુ કુંવર એમ ઉચ્ચરે, એક સુણો અરદાસ. ૧
નિશંક થઇને બેહુની, પછી કરો તુમ ઘાત;
એમ કહી પ્રગટાવતો, વિતક તણી તે વાત. ૨

---

ઢાળ ૧૬ મી,

---

[ રાગ—સુગ્રીવ નગર સોહામણું. )
પરણી આવી પ્રથમ દિનેજી, ઓરમાન અંમારીરે માય;
પવિત્ર જાણી બેહુ ચાલીયાજી, જઇ નમ્યાં તસ પાય.
હો ભાઇરે, સાંભળો કર્મ વિપાક—એ ટેક. ૧

રૂપે મોહી તે ત્યાં કનેજી, કામાંધ થઇ તે નાર;
અમે મન સ્થિર રાખીયુંજી, જાણી ધર્મનો સાર. હો. ૨
ત્યાંથી તુર્ત બેહુ ચાલીયાજી, પહોચ્યા નિજ આવાસ;
પાછા હમે કદિ ત્યાં કનેજી, જાતા નહિ તસ પાસ. હો. ૩
ખેલ ખેલતાં ઉપવનેજી, મળી મિત્રો પરિવાર;
કંદુક હમારો જઇ પડયોજી, રમતા દુર્ગ મોઝાર. હો. ૪
દુર્ગ બારીને ત્રોડી કરીજી, ગયો હું ભુવનની માંહી;
લેવા જતાં આવી નડીજી, નવીએ ગ્રહી મુજ બાંહી. હો. ૫
સ્ત્રી ચરિત્ર ત્યાં આદર્યુંજી, કરવા રતિરે વિલાસ;
શીયળ ભંગ મેં ના કર્યુંજી, મનમાં રાખી ત્રાસ. હો. ૬
પૃથ્વી પલટે મેરૂ ડગેજી, શીતળ અગ્નિરે થાય;
સમુદ્ર મર્યાદા કદિ મુકેજી, શીયળ કેમ લોપાય. હો. ૭
અગ્નિકુંડ ઝંપાપાત કરીજી, કરીયે પ્રાણ નિપાત;
અરછી ધાર તિક્ષણ વડેજી, કીજે જીવનની ઘાત. હો. ૮
પણ શીયળ કેમ છંડીયેજી, પ્રાણ કદિ પલટાય;
સિંહણ સુત ભુખે મરેજી, તૃણ નહિ તે ખાય. હો. ૯
આપ પ્રતાપે પામીયાજી, જીનવરજીનો ધર્મ;
શીયળ પ્રધાન છે તેહમાંજી, ટાળે દુષ્કૃત કર્મ. હો. ૧૦
શ્રદ્ધા અતીશે શીયળનીજી, વ્યાપી અંતર મોઝાર;
માન્યા નહિ જબ બેઉ જણાજી, કોપી કુલટા નાર. હો. ૧૧
ભય બતાવી અમને કહ્યુંજી, છેદાવું તમારાં શીશ;

શીયળ ભંગ સુણી ના કર્યુંજી, તે જાણે છે જગદીશ. હો. ૧૨
વેરણ થઈ નવી આ ભવેજી, લીધું કોઇ જન્મનું વેર;
કુશીળ સેવી જીવનમાંજી, નાંખ્યું નથી અમે ઝેર. હો. ૧૩

દોહરો,

પવિત્રપણું પ્રગટાવીયું, સચીવ કને તે વાર;
તત્પર થયા તે બંધવો, મરવાને નિરધાર. ૧
આરાધન અરિહંતનું, કરતા બેહુ કુમાર;
સુખકર શરણું તેહનું, વાંછે વારંવાર. ૨

શિખરિણી.

સુણી જેની વાણી દુરિત કરતાં લોક ડરતાં,
સુરા સુરેંદ્રાદિ નમન ચરણે નિત્ય કરતા;
અનંતા જ્ઞાનાદિ અતિશય તણા ધારક પ્રભુ,
મળો મુક્તિદાતા ભવ ભવ વિષે એહજ વિભુ. ૧૪

દોહરા.

ખાંતે કરી ખમાવતા, સર્વ જીવોની જાત;
મિત્રાઈ પણું હોજો સહી, અંતરથી સાક્ષાત. ૩
નમ્ર થઇ બેહુ ખમાવતા, મંત્રી પ્રત્યે કુમાર;
અપરાધ કીધા આપના, ક્ષમા કરો આવાર. ૪
પ્રણામ કેશો અમ તણા, પિતાદિને ધરી પ્યાર;
એમ કહી પ્રગટાવતા, અંતરના ઉદ્ગાર. ૫

## ઢાળ ૧૭ મી.

(રાગ—પિતાજી આ કોપ તમે શો કર્યો.)

કાપી લ્યો શીશ આ, અમારાં તમે;
દોષ ના દેખીએ, તમારો અમે. કાપી લ્યો. એ ટેક. ૧
મરવાનું છે અંતે, એચિંતું નકી;
જનારા છે પ્રાણ, આ પિંડ થકી. કાપી. ૨
નથી કોઈ રહ્યું, રહેવાનું નથી;
બાળ બુઢા પણ ગયા છે વહી. કાપી. ૩
રાજ્ય સુખો કેઇ, તજીને ગયા;
કાળે સ્થિર વાસ, ન કોઇ થયા. કાપી. ૪
અનુક્રમે એમ, મરણું સહી;
અવધી અમારી, આજ પુરીરે થઈ. કાપી. ૫
ચિંતાણુ ચિત્તકાં, તમારૂં થયું;
સંહારો શિશ આ, અમારૂં રહ્યું. કાપી. ૬
કાપી લઈ જાઓ, પિતાજી કને;
મનરંજન કરો, શીશ આપી અને. કાપી. ૭
આદેશ પીતાનો વહન કરો;
લઈ તલવાર અમ, કંઠે ધરો. કાપી. ૮

### દોહરા.

જોતાં ધીરજ તેહની, થયો તે ચીત્રાકાર;
કુંવર અનુપમ ભૂપના, કીજે કેમ સંહાર.　　૧

મરણુ કાજે સજજ થયા, તજી જીવનની આશ;
ધન્ય ધન્ય ધીરજ બેહુની, કરે કો નિધન પ્યાશ. ૨

જીર્ણ થાય છે જગતમાં, યૌવન જનની કાય.
મરણુ ન વાંચ્છે માનવી, એજ અનાદિ ન્યાય.　　૩

તેમ છતાં આ કુંવરો, યૌવન વય મોઝાર;
ધૈર્ય ધરી બેહુ બોલીયા, જોતાં વિસ્મયકાર.　　૪

વજ્ર સમ છાતી માહરી, તે પણ દ્રવિત થાય;
એમ વિમાસી ઉચ્ચરે, સાંભળતાં સુખદાય.　　૫

---

### ઢાળ ૧૭ મી.

---

[ રાગ—કોણ પત રાખે માહરી. ]

મંત્રી કહે કુંવરો પ્રત્યે, સાંભળો મારા ભ્રાતરે;
કાયા કંપેને કર થરથરે, સાંભળતાં તુમ વાતરે.
પ્રેમ તણીરે ગતિ પેખીયે—એ ટેક.　　　૧

નિર્દેશ સુણી તે નૃપનો, આજ થયો ઉત્પાતરે;
ચાય કહો કેમ મુજથી, તુમ જીવનની ઘાતરે. પ્રેમ. ૨

તુમે મુજ અંતર આત્મા, તુમે મુજ જીવન શ્વાસરે;
તુમ સમુંરે જગ કો નહિ, ધૈર્ય તણું નિવાસરે. પ્રેમ. ૩
પવિત્રપણું ધન્ય આપનું; સફળ તુમ અવતારરે;
શીયળ રાખ્યું શુદ્ધ ભાવથી, ધન્ય ધન્ય રાજકુંમારરે. પ્રેમ. ૪

મરવું ભલુંરે આજે મુજને, નિજ હાથે નિરધારે;
એમ કહી ખડગ ખેંચીયું, કરવા પોતાનો સંહારરે. પ્રેમ. ૫

ગ્રહી લીધી તુર્ત તે ક્ષણે, વીરભાણે તલવારરે;
મંત્રી પ્રત્યે કુંવર એમ કહે, પ્રગટી પ્રેમ પારાવારરે. પ્રેમ. ૬.

વાંક વિના તમે શું થયા, મરવા તુર્ત તૈયારરે;
શીશ સંહારી અર્પું આપને, પ્રગટપણે ધરી પ્યારરે, પ્રે. ૭

એમ કહી કુંવર કાપતો, નિજ શીશ ધરી ધીરરે;
ગ્રહી લીયે ખડગ તે સમે, ઉદેભાણ વડવીરરે. પ્રેમ. ૮

હવતો કુંવર કહે નિજને, સચીવે પાછું લીધુંરે;
દેહાંત કરવાને કારણે, હવે ગ્રીવાપર સીધુંરે. પ્રેમ. ૯
પરસ્પર રાખીને પ્રીતડી, કરતા તે અશ્રુપાતરે;
કોઇરે કેની થવા નવ દિયે, જીવનતણી ત્યાં ઘાતરે. પ્રે. ૧૦

દિલગીર થતાં મંત્રી કહે, કુશળ રહો કુમારરે;
મૃત્યુ તણીરે વાત પરિહરો, જાણ્યો તાસ પ્રતિકારરે. પ્રે. ૧૧

વિદેશપ્રતિ તમે જાયશો, રહેજ્યો જોડી અભંગરે;
તુરત લાવું તમો કારણે, ચપલ ગતિ તુરંગરે. પ્રેમ. ૧૨

શાંતિ પામ્યા કુંવર સાંભળી, સચીવ વેણ રસાળરે;
આંબાજી કહે ઢાળ અષ્ટાદશી, શ્રોતાજનને પ્રેમાળરે. પ્રે. ૧૩

દોહરા.

સરસ વચન તુમ સાંભળી, તનમન ઉપજે મોદ;
અમો વિદેશે જાયશું, ધરી પુરણ પ્રમોદ. ૧

એવું સુણી તે મંત્રીયે, પુરમાં કર્યો પ્રવેશ;
અશ્વો અનુપમ ઓપતા, સજ્જીત સુંદર વેશ. ૨

ખડિયા ભર્યાં મોતિ તણા, ખોલી નિજ ભંડાર;
કુંવર અંગ આભુષણો, લીધાં છે સુખકાર. ૩

ગુપ્તપણે તે એકલો આવ્યો નૃપ સુત પાસ;
અર્પિ અશ્વો એહુને ઉચ્ચરે અંતર આશ. ૪

---

[ રાગ—દેશી ભણેરે દેવકીરે કેણે શોળવ્યો.)

દેશ વિદેશે તમે જાયશો, મુજ મન હરીને વીર સાહેબારે;
તનડું મારૂં તે ટળવળે, અંતર ધરે નહિ ધીર સાહેબારે.
ચિરંજીવો કુંવર રાજવી—એ ટેક. ૧

કમળને તો શશી એક છે, શશીને કમળો અનેક સાહેબારે;
દુર રહ્યાં નવિ વિસરે, શશી કમળ સમ ટેક સાહેબારે.
ચિરંજીવો. ૨

પ્રવર ધર્મ જીનરાજનો, પાળજો ધરીને પ્રેમ સાહેબારે;
જન્મ મરણ દુઃખ ટાળશે, અંતે હોશે તેથી ક્ષેમ સાહેબારે.
ચિરંજીવો. ૩

સુખ દુઃખે સમભાવના, ચિત્ત રાખી જે અડોલ સાહેબારે;
ત્રણ તત્વે શ્રદ્ધા રાખજો, એ મુજ શિક્ષાનો બોલ સાહેબારે;
ચિરંજીવો. ૪

॥ દોહરા. ॥

અશ્વોપર બેહુ બંધવો, ચડી ચાલ્યા તે વાર;
અપર પંથથી નિકળ્યા, કાનન કેરી બહાર. ૧
પ્રવર પંથને પરહરી, ચાલ્યા વન મોઝાર;
તમ વ્યાપક બીહામણું, દિસે ઘોર અંધાર. ૨
ત્રણ્યે તે વન આવીયા, તજી ઘણેરા પંથ;
ત્યાંથી નિવારે સચીવને, કુંવરો ધરી મન ખંત. ૩
સચિવ મન ચિંતા ઘણી, ચાલે જબ વનવાસ;
શોકાતુર થઈ બોલીયો, વિરહી કુંવરો પાસ. ૪

શિખરિણી.

મળે છે હંસોને ગગન ગતિથી સુંદર સરો,
ઘણા પામે પુષ્પો ભૂતલ ભમતાં જે મધુકરો;
મળી રહેશે પુણ્યે ઉત્તમ તમને સજ્જન ઘણા,
મળે ક્યાંથી મુને દરશન હવે બંધવ તણા.　　૧૫

દોહરા.

મુજને પલના વિસરો, જીવનના આધાર;
તુમ સમ જગમાં કો નહિ, નેહ નિભાવન હાર. ૫

---

## ઢાળ ૧૯ મી.

---

(રાગ—લખમણ જાગને હોજીરે.)

રાજકુમારો આજે વનમાંરે ચાલ્યા, મેલી પોતાનું ધામજી;
ઘોર અંધારૂં આ અવનિ વિષે વળી, જાવું અજાણ્યે ગામ.
કુંવરો રાજવી.
મત મૂકશો તમે ધર્મ ધુરંધર સાર, કુંવરો રાજવી—એ ટેક.૧
રજની પહેલાં બંધુ જાય જોઆ, દેશ તજી પરદેશજી;
કોપિત થયા મહા ભૂપતિ જેને, દયા નહિ લવલેશ. કું. ૨
માતારે મરતાં પિતા પલટયા, કીધો કાળો કેરજી;
સમભાવે ભાઇ ભોગવો કોઈ, હશે પૂરવનાં વેર. કુંવરો. ૩

રજની દિન જેની ચોકીરે કરતા, સુઘડ દાસીને દાસજી;
ચાલ્યા તે બંધુ એકલા આજે, મુકી સકલ સુખવાસ. કું. ૪

રાજભુવન તજી વાસ વનનો, લાગે ઘણો વિકરાળજી;
આવારે વનમાં ચાલતા ભાઈ, મુને ઉઠે છે ઝાળ. કું. ૫

કમળ ભ્રમર જેમ પ્રીતડીને, ચકોર શશીનો પ્યારજી;
હંસ સરોવર સારસ યુગલ, આ પ્રેમ ભર્યો સંસાર. કું. ૬

જેમ કોકીલ કોમળ કંઠ ન ચાલે, વસંત જતાં સુખકારજી;
તેમ બંધુ વિયોગે આજથી આ, જીવન થયું અસાર. કું. ૭

જળ વિના ઝુરે માછલીને, વર્ષા વિના નરનારજી;
તેમ આપ વિયોગે આજથી મારે, શૂનો થયો સંસાર. કું. ૮

સુખ સંદેશા તમે આપજો મુને, રાખી પુરણ પ્રેમજી;
દેશ દેશાંતર જઇ વસો ત્યાં, રહેજ્યો કુશળ ક્ષેમ. કું. ૯

પાછા ક્યારે ભાઇ ભેગારે થાશું, મંત્રી કહે કુમારજી;
દિલગીર થતો ત્યાં વિરહ વ્યથાથી, સચીવ કરે જુહાર. કું.૧૦

## શિખરિણી.

જદા પાછા બંધુ, સમયપર દિદાર મળશે;
તદા મારા દુઃખો, વિરહજ તણા સર્વ ટળશે;
વિયોગે વાલાના, હૃદય દુઃખ જાણે જગધણી,
નથી ફાટી જાતી, કઠણ મુજ છાતી થઇ ગણી. ૧૬



## દોહરો.

સર છંડે જબ હંસલા, પરસ્પર પ્રેમ મિલાય;
કુંવર તેમ મંત્રીતણું, જીગરે પ્રેમ છલકાય.     ૧

રાગ પ્રેમ પ્રીત સ્નેહના, હિસે અક્ષર હોય;
સકળ શબ્દાર્થ એકછે, તેસમ નહિ જગ કોય.     ૨

પ્રેમી બનો સહુ પ્રાણીયા, જલ પ્રેમી મીન જેમ;
પવિત્ર પ્રેમે પામીયા, સઘળા જંતુ ક્ષેમ.     ૩

નૃપ તનુજ બેહુ બંધવા, બોલે મધુરી વાણ;
સાંભળતાં સુખ ઉપજે, સુણજો તેહ સુજાણ.     ૪



## ઢાળ ૨૦ મી.



( રાગ—પિતાજી આ કોપ તમે શો કર્યો. )

અમારી ચિંતા તમે, કસી ના કરો;
સુખે પાય પાછા, અહીંથી ધરો—એ ટેક.
ન્યાલ તમોએ, અમોને કર્યા;
પ્રબોધી અમારા, દુરિતો હર્યા,
પિતાદિ અમારે અનંતા થયા,
જૈન ધર્મ વિના, વૃથા જન્મો ગયા. અમારી.     ૧



ઉપકાર તમારો, અમોને અતિ;
આ ભવ પરભવ, થાશે સુગતિ,
વિસરીયે નહિં, તમોને અમે,
મન તાપ તજો, અમારો તમે. અમારી. ૨
કર્મ અનુસારે, વસવું સદા,
શોકના કરીયે, ચિત્તમાં કદા;
આપદા કેવાને, કરમે નડી,
તે તુમે વિચારો, દુઃખની ઘડી—અમારી. ૩
જુઓ વનવાસે, પાંડવો રહ્યા,
બહુવિધ કષ્ટો, કરમે સહ્યાં;
એ આદિ કંઈક, દુઃખીયા થયા,
નરવર સરખા નિરાશી ગયા.—અમારી. ૪
એવું રે વિચારી, દિલ કાઠું કરો,
સંતાપ તજીને, હિમત ધરો;
પુણ્ય પ્રતાપે કરી મળશું ફરી,
અમ તમ મનની, વ્યથા પરહરી—અમારી. ૫
રહો સદાનંદે, કુશળ અહિં,
વનવાસ ચાલ્યા આશીશો દઇ—અમારી. ૫

દોહરા.

જેણે સમે ચાલી કરી, ગયા વિપીન મોઝાર;
મૂર્છા ખાઈ ભુમિ પડયો, સચીવ તિહાં નિરધાર. ૧



વેગ વતી અતિ હાંકીયા શીઘ્ર ગતે તુખાર;
વને અંધારી રાતમાં, ભ્રમીત થયા અપાર. ૨
વિકટ પંથે પરીવર્યા, કુંવરો બાળે વેશ;
ભય વ્યાકુળ વનવાસ છે, જોતાં ન સુઝે લેશ. ૩
વિલંબ ન કરતા વાટમાં, કોપ્યા જાણી તાત;
છતાં થતાં સંકટ ઘણા, થશે જીવનની ઘાત. ૪
એમ અવધારી અંતરે, ગતિ કરે વનવાસ;
નિશા વિતાવી પંથમાં, પામતા પુરણ ત્રાસ. ૫
નિશા જતાં રવિ ઉગીયો, વ્યાપ્યો વિશ્વ પ્રકાશ;
ક્ષુધાતુર થયા બંધવો, વ્યાપી ઘણેરી પ્યાસ. ૬

---

## ઢાળ ૨૧ મો.

---

( રાગ—મુનિ બળભદ્ર વસેરે વૈરાગમાં. )

વિષમ રાહેરે ચાલતા, સહતાં કષ્ટ અપારજી;
પરિશ્રમ પામ્યા અતિ ઘણો; અશ્વો તેમ કુમારજી,
કર્મ ન છૂટેરે પ્રાણીયા. એ ટેક.

અનુક્રમે વન અવગાહતા, સરોવર આવ્યું ગંભીરજી;
નજરે નિહાળ્યા બેહુ જણા, શીતળ ભરીયું છે નીરજી. કર્મ

અશ્વોથી નીચે ઉતર્યો, કોમળાંગી રાજકુમારજી;
અશ્વોને જલ પાતા થકા, હર્ષ ધરીને તે વારજી. કર્મ. ૩
રૂંધાયો શ્વાસ અશ્વો તણો, પામતા પંથ પરિતાપજી;
પામ્યા મૃત્યુ બેહુ ત્યાં કને, થાય કુંવરોને સંતાપજી. કર્મ. ૪
નિરાધાર બેહુ થઇ રહ્યા, અશ્વો મરતાં કુમારજી;
વીરભાણુ કહે સ્વ ભ્રાતને, કેમ કીજીયે આ વારજી. કર્મ. ૫
ભૂમિ ભયકારી બાપુ તણી, લાગે મુને વિકરાળજી;
વ્હાલા વીર આ વન વિષે, વ્યાઘ્ર નાખે છે ફાળજી. કર્મ. ૬
જાવું ઝાઝું છે આપણે, પંથે વહી પરદેશજી;
વિષમ વેળા થઇ આજની, હિમત રહે ના લેશજી. કર્મ. ૭
જયેષ્ઠ ભ્રાત વળતું કહે, ધીરજ ધરો મુજ વીરજી;
વિલંબ ન કરતારે વાટમાં, ચાલો થઇ શૂરવીરજી. કર્મ. ૮
ખડીયા ખંભે લઇ ચાલીયા, છે જ્યાં પંથ દુઃખકારજી;
સાયંકાળરે થઇ ગયો, વહેતા વન મોઝારજી. કર્મ. ૯
તસ્કર મળ્યા તેવે સમે, પરના પ્રાણ હરનારજી;
કુંવરોને તેણે લૂંટીયા, તર્જના કરી તે વારજી. કર્મ. ૧૦
વાસો રહ્યા તે વન વિષે, દુઃખમાં નિશા ગમાયજી;
કર્માનુસારે તે પામીયા, જાણે ધર્મ સુખદાયજી. કર્મ. ૧૧
કંઇક કર્મે દુઃખીયા થયા, દેવ દાનવ નરનારજી;
હર્ષ શોક નવ કીજીએ, કહે વડીલ કુમારજી. કર્મ. ૧૨

---

દોહરા.

વિપત પડી તે વેઠીયે, મનને રાખી સ્થિર;
સદા ન દિવસ સારીખા, જ્યું નદીયુંમાં નીર. ૧

સુખ દુઃખ ઓટ સંસારમાં, ઉછળે વારંવાર;
જલધિ તીરે લહેરીયો, સરખી નહિ રહેનાર. ૨

સૂર્ય સમા ક્ષય પામશે; ઉદય થઇ આકાશ;
કર્મે એમજ સર્વનો, અંતે થાશે નાશ. ૩

કર્મ કૃતિ અદ્ભુત છે, પીડયો સર્વ સંસાર;
નિરાશ થઈ આગે ગયા, અસંખ્ય નર ને નાર. ૪

---

## ઢાળ ૨૨ મી.

---

( રાગ—સદા સંસારમાં સુખ દુઃખ. )

રાખો નહિ રોષ, કર્મનો દોષ, દિલે લઇએ ધારી,
વિકટ વનવાસ, સહો ભુખ પ્યાશ, કર્મ છે દુઃખકારી;
રાખો નહિ. એ ટેક.

સાખી—ક્રૂર ગતિ છે કર્મની, જાણી જરી નવ જાય;
અચાનક આવી નડે, ભોગવતાં દુઃખદાય.

ન છુટયા નરસુર, કર્મ છે ક્રૂર, થાય છે ભૂપ ભિખારી;
તે કર્મના કામ, તજો જુઠી હામ, વિષાદ દ્યો વિસારી.
રાખો નહિ. ૧

સાખી—કઇક રાણા રાજવી, કર્મે થયા બેહાલ;
દારૂણ દુઃખ તે પામીયા, જુઓ કરીને ખ્યાલ.
સંસારનું ચક્ર, ફિરે છે વક્ર, ન શકે કોઇ નિવારી;
પામે નહિ સુખ, સહે બહુ દુઃખ, કરમે ગયા છે હારી.
રાખો નહિ. ૨

સાખી—છત્રી પલંગે પોઢતા, ચડી ઝરૂખા મહેલ;
ખટરસ ખાંતે ખાયને, કરે મનોહર કેલ.
એવા કેઈ ભૂપ, ગયા નર્ક કૂપ, તજી ભુવન ભારી;
તે કર્મનો ખેલ, કરે શું છેલ, કર્મ કૃતિ છે ન્યારી.
રાખો નહિ. ૩

સાખી—આજે બંધવ આપણે, વસીયા વન મોઝાર;
તે પણ ચાળા કર્મના, કહેતાં નહિ નિસ્તાર.
નડયાં પૂર્વ પાપ, પામ્યા સંતાપ, વેળા દ્યો વિસારી;
રહો સદા નેક, ધરી ધર્મ ટેક, ધૈર્ય ન જાવું હારી.
રાખો નહિ. ૪

દોહરા.

કુંવર ગયા વનવાસમાં, મુકી નિજપુર ધામ;
તાસ વિયોગી મંત્રી શરૂ, ઉઠે ધરિને હામ. ૧

મુખથી નિશાશા મુકતો, કરે અતિ અફસોસ;
વલ્લભ મારા વન ગયા, દેઈ કર્મને દોષ.　　　૨
ક્ષણુ ક્ષણુ કુંવરો સાંભળે, મંત્રી મન મોઝાર;
ચિંતા વ્યાકુળ ચિત્તને, રૂચે નહિ કોઇ વાર.　　　૩
પરિજન રક્ષા કારણે, મનોવૃત્તિ છે શુદ્ધ;
નિજપુર પ્રત્યે આવવા, થયો તુરંગ આરૂઢ.　　　૪

## ઢાળ ૨૩ મી.

(રાગ—વૈકુંઠપંથ બીહામણો તથા વૈદરભી વનમાં.)

મંત્રી ત્યાંથી પાછો વળ્યો, વર્ષાવતો અશ્રુધાર;
ઓલંભા દિયે નિજ દૈવને, પડયો વિરહ દુઃખકાર.
કુંવરો ગયા વન એકલા—એ ટેક.　　　૧
આળ આવ્યું અતિ આકરૂં, પવિત્ર બેઉ કુમાર;
અશ્રુ વહેતારે વન ચાલીયા, તજી વાસ સુખકાર. કુંવરો. ૨
મહેલ ઝરૂખે જે પોઢતા, પુરણુ ધરી મન હામ;
તેરે બંધુ વનવાસમાં, કરશે ક્યાં જઇ આરામ. કુંવરો. ૩
ભોજન વિવિધ ભાતનાં, જમતા જુગતે કુમાર;
તે ફળે દિન કેમ કાઢસે, નહિ કોઈ ભુક્ત દેનાર. કું. ૪
રમ્ય મહેલે રહેતા બંધવો, હુકમે હાજર હજાર;
વનમાંરે તેણે વાસ કર્યો, પહેરે ગિર નહિ લાર. કુંવરો. ૫

સુખદ મનોરથ તેહના, થઇ ગયા આજે સંહાર;
સંસાર ભર્યો છે આ દુઃખથી, જોતાં સર્વ અસાર. કું. ૬
ઉહાર્યો કરી એમ આવીયો, ઉપવન જ્યાં વિખ્યાત;
મહેલે જઇને વિલોકતાં, દિસે નહિ બેહુ ભ્રાત. કુંવરો. ૭
ઝાંખી લાગી તિહાં દીપતી, જ્યોતિ પણ વિકરાળ;
ભુવન ભયંકર દેખતા, થઈ દિલે દુઃખની ઝાળ. કુંવરો. ૮
ઉડુરાજ આજે આથમ્યા, વનમાં જતા કુમાર;
મુજને ક્યાંય નથી ગોઠતું, દુઃખદા દિસે સંસાર. કુંવરો.૯
સરછંડી હંસો ચાલતા, શૂની લાગે સર પાજ;
મુજને લાગે અળખામણું, વિણુ વલ્લભ સર્વે આજ. કુંવરો.૧૦
કુંવર વિયોગે તે સુબુદ્ધિ, પામ્યો પુરણુ વિષાદ;
દગ્ધ થયુંરે દુઃખે દિલડું છે સર્વ વિધિ સંવાદ. કુંવરો. ૧૧

દોહરા.

સુબુદ્ધિ ચિત્તમાં ચિંતવે, કરી મન દીર્ઘ વિચાર;
શીશ નહિં અર્પું નૃપને, કરશે કુળ સંહાર. ૧
પરિજન રક્ષા કારણે, કરવો તુર્ત ઉપાય;
એમ અવધારી અંતરે, વેગે પુરમાં જાય. ૨
કારીગરો જાગ્રત કર્યા, કરવા ચિંતિત કાજ;
કૃત્રીમ કરો કુમારના. અનુપમ મસ્તક આજ. ૩
એમ સમજાવી આવીયા, ઉપવન તણી મોઝાર;
મસ્તક રચવા કારણે દ્રવ્ય લાવ્યા નિજલાર. ૪

રક્ત પદારથ નાખીયા, રૂધિર તણું તે ઠામ;
મૂળાકૃતિ અવલોકીને, કીધું પુરણ તે કામ. ૫
અષ્ટમી શશી સમ શોભતા, પ્રિય કુંવરના ભાલ;
પૂર્ણેંદુ પરે પેખતાં, આવે મુખનો ખ્યાલ. ૬
ઝગમગ જ્યોતિ તેહની, દિસે ન કુત્રીમ રીત;
સ્વયં બુદ્ધિ બલયોગથી, નિપજાવ્યા ધરી પ્રીત. ૭
અર્પ્યાં સુબુદ્ધિ હસ્તમાં, મસ્તક તેણીવાર;
નિરખી જોતાં ચિત્તમાં, થયો તે વિસ્મયકાર. ૮
હર્ષીત થઇ કહે તેહને, દિસે નહિ કાંઈ ન્યૂન;
ધન્ય ધન્ય બુદ્ધિ આપની, મુજ ચિન્તા થઈ શુન્ય. ૯
બુદ્ધિ અગોચર છે નહિ, જગતમાં કોઇપણ કામ;
મતિવંતા ધન્ય માનવી, પુરણ કરે છે હામ. ૧૦
પવન પ્રકાશ પહોંચે નહિ, અગમ અગોચરસ્થાન;
નરધિમંતનું ત્યાં કહ્યું, તુર્ત પ્રવેશે જ્ઞાન. ૧૧
એમ પ્રશંસી એહને, દિયે પ્રીતિ કરદાન,
વાત ગુપ્ત તે રાખજો, કહી કરે સન્માન. ૧૨
સચીવ વળાવે તેહને, કર્યો જાણી ઉપકાર;
નિવર્ત્ત થઇ પૂર્વ સ્થાનકે, આવી કરે વિચાર. ૧૩
મસ્તક વિણ શબ-એહના, માગે કદિ જો ભૂપ;
તે કારણે કરવું ખરે, ચિતા સરીખું રૂપ. ૧૪

---

## ढाळ २४ मी.

रागः—कोण पत राखे माहरी.

ईंधन लइने अति घणा मंत्रीये तेणीवाररे;
प्रजाळी चिता कुंवर बेहुनी, करवा निज उध्धाररे,
दिलगीर दिल दिवाननुं. ए—टेक. १
कुंवर विछोहे चित्त तेहनुं, दुःस्थित छे पारावाररे;
केश ग्रह्या कृत्रीम शीशना, वहेती रक्त समी धाररे. दिल. २
अश्वारूढ थइ तेणे समे, आव्यो बागनी बहाररे;
तत्क्षण त्यांथी चालीया संगे सर्व पहेरेवाररे. दिलगीर. ३
अर्क प्रभा थई जे समे, गयुं निशानुं तिमिररे;
नगरीपोळे सर्व आवीया, नागरी भरे जिहांनीररे. दिल. ४
पुरवासी नर नारीये, छेदीत दीठां शीशरे;
हाहाकार कीधो त्यां कणे, उपनी सर्वने रीशरे. दिलगिर. ५
गजब कर्यो आजे पापीया, कीधा कुंवरो संहाररे;
रत्न खंडीत कर्या राजना, धिक तुजनो अवताररे. दिलगिर. ६
धडापीट थइ ते पंथमां, पाडता अश्रुप्रनाळरे;
कल्पांत करे बहु पुरमां, हाटडे पडी हडताळरे. दिलगीर. ७
मळी हजारोनी मेदनी, रहीना कोइने धीररे;
कुंवरो हण्या जाणी नृपना, कइके तजयां अन्ननीररे, दिल. ८

નૃપ તનુજો અનુરાગથી, જન મન પામ્યા સંતાપરે;
કનકાપુરી નર નારીયો, કરતા અતિ કલ્પાંતરે  દિલગીર. ૯
નૃપ ભુવને મંત્રી આવીયો, ઉભો સન્મુખ આચરે;
ચોવિશમી ઢાળ આંબાજીયે કહી, સુણતા દુઃખદાયરે. દિલ ૧૦

દોહરા.

થયો કોલાહલ પુરમાં, સઘળે હાહાકાર;
રાજભુવનની નીકટમાં, મળ્યા બહુ નરનાર. ૧
પ્લાવિત મસ્તક રક્તથી, જોતાં ઉપજે ત્રાસ;
ધારણ કરી તે હસ્તમાં, કહે નૃપતિની પાસ. ૨
આજ્ઞા થતાં નૃપ આપની, હણવા કુંવરો સોય;
લાવ્યો છું બેહુ તણા, છેદિત મસ્તક હોય. ૩
નિર્દેશ કરો ત્યાં નૃપતિ, શિર નાંખુ નિરધાર;
એવું સુણી વળતું વદે. ક્રૂર ક્રોધ કરનાર. ૪
મુખ જોતાં તે પાપીનાં, અંતર થાય ઉચ્ચાટ;
પવિત્ર પરણી માહરી, જુએ શીશની વાટ. ૫
અહિંથી જા ઉતાવળો, અર્પે તેને શીશ;
દૂર લઈ જા તે દુષ્ટને, નૃપતિ કહે કરી રીશ. ૬
ગયો મંત્રી તે તત્ક્ષણે, રાણીતણે આવાસ;
મસ્તક ત્યાં લઇ નાંખીયા, પડ્યા પાપીષ્ટા પાસ. ૭
તુર્તજ પાછો તે વળ્યો, જવા નિજ ઘર દ્વાર;
પોળે જઇ કહે ભૃત્યને, લાવો રક્ષક સ્વાર. ૮

સત્વર ચાલી આવીયા, મંત્રી જતનને કાજ;
ગ્રહી પ્રહરણો હસ્તમાં, કરે સચીવની સાજ. ૯
નિકળ્યો બાહીર સુબુદ્ધિ, વેષ્ટિત પહેરેગીર;
પ્રજા જનને પેખીયાં, વહેતાં નેત્રે નીર. ૧૦
હા હા કરી કેઇ બોલતા, જીવન થયું છે ઝેર;
કુંવરો મારી પાપીયે, કીધો કાળો કેર. ૧૧
પુરીજન દુઃખીયાં દેખીને, આપે થયો ઉદાશ;
પુર મધ્યોમધ્ય ચાલતાં, પહોંચ્યો સ્વઆવાસ. ૧૨
મુખ ન દેખાડે લોકને, ન નિકળે તે બહાર;
વાસ કર્યો આવાસમાં, દિલગીરીનો નહિ પાર. ૧૩

## ઢાળ ૨૫ મી.

રાગ—હું તુજ આગળ શી.

પહેરેગિરો ત્યાંથી વળ્યારે લાલ,
જઈ વસ્યા નિજને ધામરે; શોભાગી લાલ.
પ્રસરી દિલગિરી પુરમાંરે લાલ,
હડતાળ પડી ઠામોઠામરે; શોભાગી લાલ.
ભાવી દશા બીહામણીરે લાલ—એ ટેક. ૧

રાજદ્વારે કોલાહલ થયોરે લાલ,
મળ્યા ઘણા નરનારરે; શો.
પુર દશા પલટી ગઈરે લાલ,
ઉજડ થઈ બજારરે. શો.    ભાવી૦    ૨

વિલાપ સુણી નરનારનોરે લાલ,
કરતો નૃપતિ વિચારરે; શો.
ચડી જરૂખે નિહાતોરે લાલ,
વિરધવળ તે વારરે. શો.    ભાવી૦    ૩

દુઃખદ સ્થિતિ દેખી પુરની રે લાલ,
પ્રજા કરતી પોકારરે; શો.
છાતી કુટી કેઇ બોલતાંરે લાલ,
માર્યા નૃપના કુમારરે. શો.    ભાવી૦    ૪

કુંવરોતણા અનુરાગીયોરે લાલ,
ધરતા ઘણેરો પ્યારરે શો.
આજથી અન્નોદક આખડીરે લાલ,
કંઇકે કર્યો નિરધારરે; શો.    ભાવી૦    ૫

એવું વિલોકતા નૃપતિરે લાલ,
પામ્યો પુરણ સંતાપરે; શો.
અશ્રુધારા વરસાવતોરે લાલ,
પામ્યો નૃપ પરિતાપરે; શો.    ભાવી૦    ૬

પ્રજાજનને કુંવરો પ્રત્યેરે લાલ,
હિસે ઘણેરી પ્રીતરે; શો.
વિભ્રમ થઇ મતિ માહરીરે લાલ,
કીધી રીપુ તણી રીતરે. શો. ભાવી૦ ૭
જુલ્મ કર્યો કુંવરો પ્રત્યેરે લાલ,
કીધું તે પાપ અમાપરે; શો.
વેર વાળ્યું કોઈ જન્મનુંરે લાલ,
કૃતાંત થયો આપોઆપરે. શો. ભાવી૦ ૮
એમ કહી નીચે ઉતર્યોરે લાલ,
કીધો આહાર પરિહારરે; શો.
દુઃખે ગુરતો દિન વ્યતિક્રમેરે લાલ,
કરી કુંવરો નિરાધારરે. શો. ભાવી૦ ૯
સાહસીક થઇ તે ભૂપતિરે લાલ;
કરતો અતિ અફસોસરે; શો.
આંબાજી કહે ઢાળ પચીશમીરે લાલ,
દેખે નિજ કુત્ય દોષરે; શો. ભાવી૦ ૧૦

દોહરા.

અનુચરને નૃપતિ કહે, સચીવ લાવ્ય મુજ પાસ;
પ્રગટ કરૂં તે આગળે, મુજ અંતરની આશ. ૧
શિર છેદ કરતા કુંવરો, બોલ્યા જે તે વાર;
સચિવ કને તે સાંભળું, ચત્કિંચિંત જે સાર. ૨

તુર્ત તેડીને આવજે, તજી સકલ વ્યવહાર;
વિલંબ ન કીજે વાટમાં, સત્વર જા નિરધાર. ૩

વચન સુણી નિજ નૃપના, ગયો મંત્રીને દ્વાર;
કથન કહ્યું તે મંત્રીને, અલ્પ કરી વિસ્તાર. ૪

મંત્રી વળતું એમ કહે, સાંભળ મારી વાત;
જે દિનથી જઇ નૃપના, કીધી કુંવરની ઘાત. ૫

તે દિનથી કોપી પ્રજા, ક્રોધ કરી વિકરાળ;
સઘળા રિપુ થઇ રહ્યા, નૃપ થયો તેમ કાળ. ૬
પુરણ વેર વસ્તી તણું, નકી કરે સંહાર;
તે કારણ આવાસથી, ન નિકળું હું બહાર. ૭

અંતિમ સમે જે સુણ્યાં, અંતરના ઉદ્દગાર;
ચતુર બુદ્ધિ બળ યોગથી, લખીયા પત્ર મોઝાર. ૮
નૃપ સેવકને આપીયો, શ્રેય જાણી તે વાર;
કહે નૃપતિને આપજે, પ્રગટાવી વિસ્તાર. ૯

નૃપ ઉપાંતિક આવીયો, કહે વિતકની વાત;
સચીવને સંકટ ઘણા, વસ્તી તણી વ્યાઘાત. ૧૦
નહિ આવે તે નૃપતિ, આપ કને આવાર;
અંતિમ વેળા બોલીયાં, તુમ સૂત મનોહાર. ૧૧

લખીયાં છે આ લેખમાં, તે વાંચો હિતકાર;
મોકલ્યો છે મંત્રીશરે, તુમ કાજે નિરધાર. ૧૨

એમ કહી તે આપીયો, પત્ર રાજાને તે હાથ;
હર્ષાતુર થઈ ચાંપતો, નૃપ છાતી સંગાથ. ૧૩
*ધુર ગાંથા એ મંત્રીયે, લખી છે પત્ર મોઝાર;
ઉદ્ઘાટન કરી નૃપતિ, વાંચે ધરી મન પ્યાર. ૧૪

## ઢાળ ૨૬ મી.

[ રાગ—કોણ પત રાખે માહરી. ]
આપ આદેશે હું ગયો, ઉપવનની મોઝારરે;
તીક્ષણ ખડગ ઉગામતા, કુંવરોપર નિરધારરે.
કોપ તજોને તમે રાજવી. એ ટેક. ૧
ઉત્પાત અતિ મુજને થયો, હણતાં બાળ કુમારરે;
કરરે કંપ્યા એહુ માહરા, નેત્રે થઇ અશ્રુધારરે. કોપ. ૨
મરતાં આશીશ આપી આપને, કુંવરોએ તેણી વારરે;
ચઢતી રહેજ્યો બાપુ રાજની, હોજો જયજયકારરે.
દેખો ગતિરે અમ કર્મની—એ ટેક. ૩
શંકીત કીધું મન આપનું, વેરણ થઈ નવી માતરે;
વાંક વિનારે બાળ આવીયું, વિચારી જોજ્યો તાતરે. દે. ૪
દોષ દઇએ નિજ કર્મને, પૂછી નહિં કંશી વાતરે;
હુકમ કીધો અતિ આકરો, કરવા પુત્રની ઘાતરે. દેખો. ૫

* પ્રથમ.

કર્મ ન છુટેરે પ્રાણીયા, કીધે ક્રોડયો ઉપાયરે;
કિરરે તણી પાંખો કાપતાં, કળાવંતી કર છેદાયરે. દે. ૬
ત્રાસ આપ્યા ત્રસ જીવને, કીધા કંઇકના સંહારરે;
માત તાત તેમ ભ્રાતને, પીડયા અપરંપારરે. દેખો. ૭
તસ્કર થઇ પંથી લૂંટીયા, છેદી કંઠે હર્યા પ્રાણરે;
મૃગ પશુ દીન જીવને, કીધા અતિશે હેરાનરે. દેખો. ૮
કઇકને આળ ચડાવીયા, પૂર્વ જન્મ કોઇવારરે;
સતી સંતોને સંતાપીયા, કરી વચન પ્રહારરે. દેખો. ૯
કર્મ બાંધ્યા અતિ આકરા, ભોગવતાં દુઃખકારરે;
એવું જાણી ભવિ પ્રાણીયો, કર્મ ન કીજે કોઇવારરે. દે.૧૦
કર્મો નડયા અમને આ ભવે, થતાં રાજકુમારરે;
આપ આદેશે બાપુ આજતો, કરશું પ્રાણ પરિહારરે. દે. ૧૧
એવાં વચન કુંવરો બોલતા, કીધો નિજહાથે છેહરે;
મૂર્છા આવી ગઇ સુજને, જોતાં સ્થિતિ ત્યાં તેહરે.
કોપ તજેને તમે રાજવી. ૧૨

રાગ—ત્રીપદી ચોપાઇ.

એવો વાંચ્યો પત્રરે જેણી વાર,
નરવર નેત્રથી થઈ અશ્રુધાર;
હા હા જુલ્મ કરી નાંખ્યો આજે,
કુંવરો હણાવ્યા કુલટાને કાજે. ૧
ધિક્ક ધિક્ક જગતમાં જીવન મારૂં,
લાગે સંસારી સુખ હવ ખારૂં;

પાપ પુંજ મેં સ્થાપ્યા અમાપી,
કાળો કેર કરનારો હું પાપી. ૨
વસંત વિછોહે કોયલને જેવું,
કુંવર વિયોગી દુઃખ છે તેવું;
જલવિણ માછલી બહુ બહુ કંપે,
કનકાપુર પતિ ક્ષણ ન ઝંપે. ૩
હતા મુજ કુંવરો હૈયાના હાર,
ક્રોધે કરાવ્યો તેનો સંહાર;
મૂકી દીર્ઘ નિશાશ વહે નેત્ર વારી,
કુંવર વિયોગે ઝુરે ભૂપ ભારી. ૪

## શિખરિણી.

હતા કાન્તિ વાળા અનુપમ સુતો બેહુ નમણા,
ફરી તેની વાતો રહી નથી હવે કાંઈજ મણા;
અરે ચીરે છાતી વિરહ દુખડું હાય પલમાં,
નથી કોઇ પાપી મુજ સમ બીજો ક્ષિતિ તલમાં. ૧૭

## છંદ લલીત.

મન મુંઝાય છે માહરૂં અતિ, તનુજની કરી ક્રૂરરે ગતિ;
સુખ વિલાસના ભોગી તે હતા, સકલ લોકને પ્રિય તે થતા. ૧
નવિ પૂછિયો વાંક દોષરે, પુરણ પાપનો ભર્યો કોષરે;
નગર લોકના થોક તો રૂવે, સુખદ શાંતિમાં કોઇના સુવે ૨

દિવસ દુઃખના આ સંતાપરે, પ્રગટીયા હવે પૂર્વ પાપરે;
દીપક તુલ્ય તે કુંવરો ગયા, અરર પાપીયા પ્રાણ કાં રહ્યા.૩

## ઢાળ ૨૭ મી.

( રાગ-હું તુજ આગળ શી. )

તેણે સમે તીહાં આવીયારે લાલ,
નિમીતીયા સુખકારરે, શોભાગીલાલ.
ભુત ભવિષ્યના ભાવનેરે લાલ,
જાણે જ્યોતિષ આધારરે શોભાગીલાલ.
સુગુણ જનો સહુ સાંભળોરે લાલ. એ ટેક. ૧
પ્રવેશ કરે જઇ પોળમાંરે લાલ,
નિરખતા જાય બજારરે શોભાગીલાલ;
શ્રેણી બંધ મહેલ દીપતારે લાલ,
રચના વિવિધ પ્રકારરે. શોભાગી. સુગુણ જન. ૨
અમરાવતી સમ ઓપતીરે લાલ,
કનકાપુરી મનોહારરે શોભાગી;
હર્ષીત થઈ કહે તે સમેરે લાલ,
નિમીતીયો સુવિચારરે. શોભાગી. સુગુણ. ૩
સુંદર ઝરૂખા આ શોભતારે લાલ,
મનહર મેડીને માળરે શોભાગી;

પણ જોતાં મુંને શંકા ઉપજેરે લાલ,
હાટકે પડેલી હડતાળરે. શોભાગી. સુગુણ. ૪
દીન થઇને ટળવળેરે લાલ,
પુર વિષે નર નારરે શોભાગી;
દીર્ઘ નિશાશા નાંખતારે લાલ,
નગરી વિષે નર નારરે. શોભાગી. સુગુણ. ૫
પ્રજા જનને તેણે પુછીયુંરે લાલ,
કેમ દિસે દીન મુખરે શોભાગી;
નગરી જોતાં અતિ સુંદરરે લાલ,
પણ પ્રજા પામી છે દુઃખરે. શોભાગી. સુગુણ. ૬
વ્યવહારી વળતું કહેરે લાલ,
વિતક દુઃખની વાતરે શોભાગી;
વિરધવળ અહીં ભૂપતિરે લાલ,
કરાવી તેણે પુત્ર ઘાતરે. શોભાગી. સુગુણ. ૭
તે દિનથી નર નારીયોરે લાલ,
ધરી રહ્યાં છે શોકરે શોભાગી;
ચિંતાકુળ સઘળાં થયારે લાલ,
ઉપવાશી છે કેઈ લોકરે. શોભાગી. સુગુણ. ૮
રાજા પણ દુઃખીયો થયોરે લાલ,
પોતે કરી સાહસ કામરે શોભાગી;
એકવિશ દિનથી પરહરીરે લાલ,
ભોજન સુખની હામરે. શોભાગી. સુગુણ. ૯



તેહ દિવસથી પુરમાંરે લાલ,
ચિંતા વર્તે ગંભીરરે શોભાગી;
અન્ય કારણ કાંઇ છે નહિરે લાલ,
તુમે દિસો છો ધીર વીરરે. 　　શોભાગી. સુગુણ. ૧૦
એવું સુણી તેણે સમેરે લાલ,
જુવે જ્યોતિષ આવારરે શોભાગી;
કુંવરો દીઠા તેણે દીપતારે લાલ,
વિહારી વન મોઝારરે. 　　શોભાગી. સુગુણ. ૧૧
જ્યોતિષી કહે વ્યવહારીનેરે લાલ,
નૃપને કહો જઈ વાતરે શોભાગી;
કુશલ કુંવરો છે આપનારે લાલ,
કીધી નથી તસ ઘાતરે. 　　શોભાગી. સુગુણ. ૧૨
વચન સુણી એવા તેહનારે લાલ,
ગયો તે રાજા હજુરરે શોભાગી;
કર જોડી કહે નૃપનેરે લાલ,
ચિંતા કરો તમે દૂરરે. 　　શોભાગી. સુગુણ. ૧૩
આજ આનંદ વધામણીરે લાલ,
સંભળાવું ભૂપાળરે શોભાગી;
કુશળ વર્તે છે આપનારે લાલ,
કુંવરો તે સુકુમારરે. 　　શોભાગી. સુગુણ. ૧૪
દુરથી આવ્યા છે નિમીતિયારે લાલ,
તેઓ જાણે છે વૃત્તાંતરે શોભાગી;

સંધન તજો તમે રાજવીરે લાલ,
કરો નહિ ઉત્પાતરે. શોભાગી. સુગુણ. ૧૫

॥ દોહરા. ॥

રોમે રોમમાં તત્ક્ષણે, પ્રગટયો હર્ષ અપાર;
વિસ્મયકાર થઇ બોલીયો, નરવર તેણી વાર. ૧
કુશલ કુંવરો જો હુવે, બેહુ બંધુની જોડ;
જન્મ સફળ તેથી થશે, ફળે મનોરથ ક્રોડ. ૨
એમ કહી નૃપ મોકલે, નર વાહન તે વાર;
તુર્તજ તેડી લાવજો, મુજ પાસે આ વાર. ૩
વચણ સુણી નિજ નૃપના, ગયા નિમીતિયા પાસ;
નમ્ર થઈ ઉભા આગળે, કહે કરી અરદાશ. ૪
રાજાજી તુમ દર્શન તણી, પુરણ ધરે છે પ્યાસ;
તે માટે ત્યાં આવીને, સફલ કરો નૃપ આશ. ૫
સેવક વચનો સાંભળી, ભવિષ્યજ્ઞો તે વાર;
નૃપ સમીપે આવીયા, ઉભા કરી જુહાર. ૬
નિપુણ નરોને પૂછતો, કુંવર તણો વિસ્તાર;
મુજ મન આતુર અતિ થયું, સાંભળવા ઈણ વાર. ૭
ધડ વિણ મસ્તક પેખીયા, મુજ નયને નિરધાર;
છતાં કુશળ કયાંથી રહે, પ્રગટ કહો તે સાર. ૮
વળતું તુર્તજ બોલીયા, કુશળ બેહુ છે બાળ;
કથન હમારૂં સાંભળો, અંગે થઇ ઉજમાળ. ૯

### છંદ માલીની.

સુઘડ નૃપતિ તારો, સુબુદ્ધિ કારભારી;
ચતુર મતિ પ્રભાવે, કુંવરો હિતકારી,
કૃત્રીમ શીશ બનાવી, કુશલે બાળ રાખ્યા;
મહીપતિ તસ મિષે, જીવતા એમ ભાખ્યા. ૧

### દોહરા.

કુંવર અનુપમ તાહરા, કર્મં તણે અનુસાર;
ક્રોડ ઉપાયે રાજવી, તુર્ત નહિ મળનાર. ૧
જ્યોતિષી વચનો સાંભળી, નરવર તેણીવાર,
દિલદ્રાવક થઇ બોલતો, વહી નયને જલધાર, ૨.

[ રાગ—આશાગોડી. ]

પ્રાણ થકીરે અતિ પ્યાર, કુંવરો પ્રત્યે પ્રાણથકીરે અતિ પ્યાર.—એ ટેક.

ઘડીએક વિછવો કુંવરોરે કેરો, લાગે ખડગની ધાર. કું. ૧
લાખું ગેમઘર દીપક પ્રકટે, રવિ ઉગે છે બહાર. કુંવરો. ૨
પણ જો ઘર નહિ દીકરા જેને, તે ઘર ઘોર અંધાર. કું. ૩
મનહર મેડી માળ ઝરૂખા, તે પુત્ર વિના શૂનકાર. કુંવરો. ૪

### દોહરા.

મંત્રીને તેડાવીયો, રાજાએ તે વાર;
પ્રશંસી કહે તેહને, ધન્ય જન્મ ધરનાર.

સાહસ કામ મેં આદર્યું, ક્રોધ કરી વિકરાળ;
પણ તુજ બુદ્ધિ બળયોગથી, કુશળ રહ્યા છે બાળ. ૨
ઉપહાર અનોપમ ધર્યા, આપ્યા અમુલખ હાર;
નૃપ પ્રજા મુખ બોલતા, વાણી જયજયકાર. ૩
સફળ જન્મ છે તેહનો, પરદુઃખ ભંજન કાજ;
છે પરમ ધર્મે પ્રીતડી, સુખદા સર્વને આજ. ૪
નૃપ આદેશે પુરની, ઉઘડાવી હડતાળ;
જયજયકાર વર્ત્યો ત્યાં, સઘળે મંગળ માળ. ૫
જ્યોતિષીને સત્કારીયા, આણી અધિકી પ્રીત;
ધન્ય ધન્ય કહી એહુને, આપે અઢળક વિત્ત. ૬
જ્યોતિષિ ત્યાંથી ચાલીયા, ગયા પોતાને દેશ;
પાછળથી નૃપ કોપિયો; ઉતાર્યો રાણી વેશ. ૭
જીર્ણ પ્રહેરાવ્યાં ચીવરો, મુંડી મસ્તક કેશ;
દયા રહી નહિં દિલ વિષે, રાજાને લવલેશ. ૮
પાપ કર્મ છૂપે નહીં, કીધે કોડ ચતુરાઇ;
નભ વારિદે ઢાંકિયું, પણ સૂર્ય કિરણ જણાય. ૯



# ખંડ ૨ જો.

## ઢાળ ૨૮ મી.

[ રાગ—રામગ્રી—વૈદરભી વનમાં. ]

ધિક્ક ધિક્ક ત્રિયા તુંજને, ધિક્ક તારો અવતાર;
કુળ લજાવ્યું તે માહરૂં, દુષ્ટા થઇ છો આવાર.
ધિક્ક ધિક્ક—એ ટેક. ૧

ઉત્તમ વંશે તું ઉપની, કીધો કાળો તેં કેર;
ગરભે ગળી કેમ ન પાપણી, જન્મતાં પાયું ન ઝેર. ધિક્ક. ૨

જન્મ થતાં પણ તુજને, ડશીયો કેમ ન નાગ;
તુજપર પહાડ ન ટુટીયો, આવ્યો એકે ન લાગ. ધિક્ક. ૩

લજાવ્યા જ્ઞાતિ ધર્મને, લજાવ્યા માયને બાપ;
કુળ અંગારો તું ઉપની, થઇ કેળે ચોર તું આપ. ધિક્ક. ૪

તુજ મુખ જોતાં પાપણી, મુજને લાગે છે પાપ;
રસના કંપે કહેતાં માહરી, દુષ્કૃત કીધું અમાપ. ધિક્ક. ૫

મુખ ન દેખાડીશ આજથી, કુલટા કોઈ પણ વાર;
આવીશ કદિ નહિ દુષ્ટણી, મુજઘર તણે દ્વાર. ધિક્ક. ૬

એમ કહી કાઢી તેહને, રંગમહેલની બહાર;
રાજા પ્રજા સર્વ કોપિયા, દેતા કેઇ ફીટકાર. ધિ૦ક. ૭

[ રાગ—ત્રીપદી ચોપાઇ. ]

ચુનો ચરચીને શીર શ્વેત કીધો,
પુત્રઘાતી ડામ લલાટમાં દીધો;
દ્રઢ બંધને બાંધી તેણી નાર,
કરી ચાબુકપ્રહાર દેતાજ માર. ૧

મળીયા જોવાને પુરજનો જ્યાંહી,
તિરસ્કાર શબ્દો ઉચ્ચરે છે ત્યાંહી;
પુરી કારાગ્રહે નવી નૃપની નારી,
તોપ કંઠમાં નાંખ્યો છે ભારી. ૨

પામી પુરણ વ્યથા કુલટા તે રાણી,
મરતાં કુંવરો પર દ્વેષે ભરાણી;
ક્રોધે ધમધમતી કરે વિચાર,
જીવતા રહ્યારે પાપી કુમાર. ૩

નિજ અંતર એવું ધ્યાન તે ધરતી,
નાગણ થઈ પંથે ક્રોધમાં મરતી;
થશે કુંવરોને વને ભયકારી,
કડવા ક્રોધના ફળ લેજ્યો ધારી. ૪



### શિખરિણી.

મરે છે જે ક્રોધે પતિત ગતિમાં સર્પ સરજે,
નકી સ્વર્ગાદિનાં અનુપમ સુખો તેહ વર્જે;
ધગેલા ક્રોધેથી ફણીધર થઈ ભૂમિ ફરતા,
અહો કેવા ઝેરી ફળ નિપજશે ક્રોધ કરતાં. ૧૮

### દોહરા.

કનકાપુર સ્થિતિ કહી, અલ્પ કરી વિસ્તાર;
શ્રોતાજન હવે સાંભળો, કુંવરતણો અધિકાર. ૧
કાળ ગયો બહુ પંથમાં, સહતા કષ્ટ અપાર;
વિષમ વિધીને આવીયા, નરવર તણા કુમાર. ૨
રંગભુવનની સાહેબી તજી કર્યો વનવાસ;
જંગલ છે બીહામણું, જોતાં ઉપજે ત્રાસ. ૩

---

## ઢાળ ૨૯ મી.

( રાગ—વૈદરભી વનમાં. )

ડરામણું છે વન અતિ ઘણું, વસે વાઘ સિંહને વ્યાલ;
જોતાં છાતીરે થરથરે, વનના જીવ વિકરાળ.
કેવી દશા પામ્યા કુંવરો—એ ટેક. ૧

ડુંગરો છે વન પંથે ઘણા, ઉંચા નીચારે કોઇ;
ગુહર ગુંફાયું અતિ ઘણી, કંપે કાયા તે જોઇ. કેવી. ૨
ઢળતી પંક્તિ વૃક્ષો તણી, ઘનઘોર છે જ્યાં ઝાડ;
નજર કર્યે રે સુઝે નહિ, ઉંચા ટેકરાને પહાડ. કેવી. ૩
ઢંકીત વૃક્ષે નભ મંડળો, વિષમ પંથ વેરાન;
કુંવરો ચાલ્યા તે વન વિષે, થતા અતિશે હેરાન. કેવી. ૪
ટુટી જાય છે ઝાડ ઝાપટે, અંગનાં વસ્ત્રો તે વાર;
પગે કંટકના પ્રહારથી, વહેતી રૂધિરની ધાર. કેવી. ૫
ટુંકી ન થાય વનવાટડી, ચાલતા બેહુ કુમાર;
શ્રમીત થયાં તન તેહનાં, સહતા કષ્ટ અપાર. કેવી. ૬
ઠાઠ કેવો દીસે કર્મનો, કરે જીવને બેહાલ;
રંક રાજાનું ચાલે નહીં, હોય બુઢા કે બાળ. કેવી. ૭
ઠામ નહિ ઠરી બેસવા, કરી સુખ વિશ્રામ;
હિંમત હારી ગયા કુંવરો, હણાતાં અંતર હામ. કેવી. ૮

દોહરો.

કમળ વદનને કોમળો, કુંકુમ વરણી કાય;
વિપીન વિષે તે બંધુનો, વાસ થયો દુઃખદાય. ૧
દીન દેખી લઘુભ્રાતને, દુઃખે દુઃખ ધરનાર;
ચિંતા સાગર ચિત્તમાં, ઉછળે વારંવાર. ૨
સુમન તણી સુખ સેજમાં, સૂતો ઝરૂખા મહેલ;
તે કુંવર વન વાસમાં, જુઓ કર્મના ખેલ. ૩

પેંજાર વિણુ ન ચાલતો, ધરણીધર કહિ વીર;
તેને પાયે ચાલવું, મુજ મન ધરે ન ધીર.　　૪

---

## ઢાળ ૩૦ મી.

---

(રાગ—લખમણ જાગતે હોજીરે.)

વિષમ વનમાંરે ચાલતા, બેહુ રાજવંશી કુમારજી;
તપ્ત થયેલી તાપે ભૂતલ ક્યાંઇ, આવે અતિ દુખકાર,
હો મુજ બંધુવા, જાવું કીહાં હવે સુઝે નહીં મુને કાંઇ.
હો મુજ—એ ટેક.　૧
લઘુ કુંવર એમ ઉચ્ચરે ભાઈ, વિષમ છે વનવાસજી;
આંખે અંધારૂં આવેરે મુજને, વ્યાપતા ભુખ પ્યાસ. હો૦ ૨
વૃક્ષો તણાં બહુ ઝાંખરાં લાગે, કંટક લાગે તેમ પાયજી;
અનહદ વેળા પડીરે દુઃખની, કથને કહી નવ જાય. હો૦ ૩
આવ્યા ઓલંઘી દેશ ઘણેરા, પાયે ચાલી પરદેશજી;
શ્રમીત થયું હવે ગાત્રરે મારૂં, હિંમત રહી નહિ લેશ.
હો મુજ૦ ૪
તૃષા અતિ બંધુ મુજનેરે વ્યાપી, પ્રાણ ધરે નહિ ધીરજી;
એમ બોલતાં ઢળીર પડીયો, ધરણી તળે લઘુવીર. હો૦ ૫

ઉદેભાણ તીહાં આવીને ઉભો, ગૃહી લીયે તેની બાંહીજી;
વિપદ પામ્યો વનમાંરે આજે, માઠી જાયો મુજ ભાઇ. હો૦ ૬
પયપાન કરીયે બંધુરે મારા, આવે કૂપ કાસારજી;
નહિતર આજે બેહુ તણા ભાઇ, જીવ જશે નિરધાર. હો૦ ૭
વિલંબ કિજે નહિં વાટમાં જરી, જાવું ઝાઝું છે દૂરજી;
મુજ સ્કંધ આલંબન હસ્તે દઇને, પંથે ચાલો થઇ શૂર.
હો મુજ૦ ૮
કરગ્રહી બંધુ બેઠોરે કીધો, ચાલ્યા વિષમ વેરાનજી;
ઊંચારે નીચા સ્થળ ઓળંગી, થયા બંધવ હેરાન. હો૦ ૯
વનમાંહી ચાલતાં છાંયારે આવી, વટતણી ઘટાટોપજી;
જીહાં નવીરે માતા નાગણી સરજી, કરીને કાળો કોપ. હો૦૧૦
તે છાંયાની નીચે આવીરે બેઠા, વેળા થતાં દુઃખદાયજી;
આંબાજી કહે છે ત્રીસમી ઢાળે, દુસ્થિત થયા બેહુ ભાઇ.
હો મુજ૦ ૧૧

દોહરા.

શીતળ છાંયા વૃક્ષની, કરવા યોગ્ય વિશ્રામ;
દૂરે કરૂં તૃણ પત્રને, તીહાં કરો આરામ. ૧
શ્રમ પામ્યો બહુ પંથનો, ચાલી વિકટ વેરાણ;
શબ્દ સુણી સ્વભ્રાતના, સૂતો તીહાં વીરભાણ. ૨
ધીરજ તજો નહીં બંધવા, કર્મ કરે દીન સુખ;
આ તપ છાંયાની પરે, સુખ પછી છે દુઃખ. ૩

## શિખરિણી.

દીધી દૈવે વેળા સમપ્રણુતિએ સર્વ સહિયે,
નહિ બંધુ તેમાં અવર જનને દોષ દઇએ;
તજાવ્યા તે કર્મેં પ્રિયતર હતા ભવ્ય ભુવનો;
થયો બંધુ આજે વિષમ ભૂમિમાં વાસ વનનો. ૧૯

## દોહરા.

દેશ તજી પરદેશ ભમો, કરો ઘોર વનવાસ;
કર્મ સંગાથે સર્વના, ચિંતિત કરે વિનાશ. ૪
ઈષ્ટ ભોજન આશા કરી, ગયો ભગિની નિવાસ;
ચોળા ચાલ્યા આગળે, તેથી થયો નિરાશ. ૫
કર્મ પ્રમાણે પ્રામીયે, સુખ દુઃખ આ સંસાર;
અનંત જીન આગે કહે, દુખદા કર્મ કરાર. ૬
છત્ર પલંગી સાળીયાં, સુકી મખમલ સેજ;
સૂતો વિપિન સ્થાનમાં, મંદ થયું તન તેજ. ૭



## ઢાળ ૩૧ મી.

( રાગ—વીરા મોરા ગજ થકી. )

ઉદય થયા કર્મ આકરા, કર્મ કહિયે ન કીજેરે;
કૃત ફળ બંધવ પામીયા, દોષ કોઇને ન દીજેરે.
ઉદય થયા કર્મ આકરા—એ ટેક. ૧

કર્મે કંઈક કષ્ટ પામીયા, નરવર માનવ દેવારે;
વાસુદેવ ઇન્દ્ર જે મોટકા, બળદેવ ચક્રી જેવારે. ઉદય. ૨
આદિશર ઉપવાસીયા, વર્ષ દિવસ અંતરાઇરે;
બ્રાહ્મણ કુળેરે અવતર્યા, વીરપણ કર્મે ત્યાંહીરે. ઉદય. ૩
શ્રેણીક નૃપ પણ કર્મથી, પુરાણો પીંજર માંહીરે;
કુરણીક આવતો દેખીને, પ્રાણ ત્યાગ તીહાં થાયરે. ઉદય. ૪
એવા એવારે દુઃખો પામીયાં. અવની તલ મોઝારરે;
કર્મે બંધવ. તેમ આપણે, થયા છીએ નિરાધારરે. ઉ૦ ૫
વીરભાણ કહે જલ ક્યાંયથી, આણી આપો આવારરે;
નહિંતર પ્રાણ કાયા પરહરે, કહું છું છેલ્લીવારરે. ઉ૦ ૬
અંત સમયનો મેળાવડો, હમ તુમ કેરો ભાઇરે;
એમ કહેતો કુંવર તે ક્ષણે, ગદ્‌ગદ કંઠે થાયરે. ઉદય. ૭
ઉદેભાણ વળતું તે કહે, હું છું વનનો અજાણરે;

કોણ જાણે કઇ દિશમાં, હશે જલતણું સ્થાનરે. ઉદય. ૮
વિપીન દિસે છે બીહામણું, કોણ કરે તુમ સારરે;
મૂકી વીર તુંને એકીલો, જવું ન ગમે લંગારરે. ઉદય. ૯
વિષમ વેળા જાણી ભ્રાતની, વ્યાકુળ થયો કુમારરે;
જલ લેવા ત્યાંથી ચાલીયો, પાડતો અશ્રુની ધારરે. ઉદય. ૧૦
વૃક્ષે ચડેલી કોઇ જીવનો, કરવા તેણી આહારરે;
નાગણી તે ઝાડથી ઉતરી, જંતુ પ્રાણ હરનારરે. ઉદય. ૧૧
વટતણી ડાળેરે થઈ કરી, આવી જ્યાં છે વીરભાણરે;
ક્રોધારૂણ કરતી આંખડી, પલમાં લેવાને પ્રાણરે. ઉદય. ૧૨

વીરભાણ સૂતો છે છાંયડી, જલ જલ ઝંખે છે તેહરે;
જાણે નહિ નાગણ આવતી, ઝેરી છે સર્વ દેહરે. ઉ૦ ૧૩
ઉદેભાણે વારિ ઢુંઢતાં, કાસાર દીઠું ગંભીરરે;
જલ લઇ પંથે પરવર્યો, તૃષાતુર જાણી વીરરે. ઉદય. ૧૪
ડશવા આવતી ત્યાં નાગણી, આવતો દેખે ઉદેભાણરે;
હાંક મારીને જાગૃત કર્યો, વ્યાકુળ થયો વીરભાણરે. ઉ૦ ૧૫
આંબાજી કહે બેહુ કુંવરો, કર્મે થયા વનવાસીરે;
એકત્રીસમી ઢાળે નાગણી, હાંક સુણી તુર્ત નાસીરે. ઉ૦ ૧૬

દોહરા.

પ્રિય વચન કહે અનુજને, સુણ સુણ મારા ભ્રાત;
કાળી નાગણ કોપથી, કરશે જીવન ઘાત. ૧

વિશ્વાસ ન કીજે તેહનો, રક્ત નેત્ર વિકરાળ;
જોતાં ભયંકર રૂપ છે, પ્રત્યક્ષ દિસે કાળ. ૨
નાગ નારીને નૃપતિ, ચોથો છુટો વાઘ;
ચારેનો વિશ્વાસ નહિ, લીયે અચાનક લાગ. ૩
ઝેરી હળાહળ ઝેરથી, પરના લીયે છે પ્રાણ;
દયા દીસે નહિ તેહને, કરે આયુષ્યની હાણ. ૪
કાક કપોત બહુ ઝાડમાં, કરે અતિશે શોર;
તજો તે માટે ઝાંપડી, વૃક્ષ ઘટા ઘનઘોર. ૫
જલ લાવ્યો તુમ કારણે, શોધી સરોવર સાર;
તજી ભયંકર ભૂમિકા, પાન કરો સુખકાર. ૬

## ઢાળ ૩૨ મી.

(રાગ—સિતાજી દીયેછે ઓલંભડા.)

રાજકુમાર ત્યાંથી ચાલીયા, બેસી વૃક્ષની છાંય;
પાછળથીરે તેણી પાપણી, આવી નાગણી તે થાય.
કુંવરો ચાલ્યારે વન વાટડી—એ ટેક.
મંદ મંદ ગતિયે તે ચાલતા, પામતા પુરણ થાક;
વેલડો વૃક્ષો ઓલંઘતા, કંટક ઝાડ કંઇ આક. કુંવરો. ૨
પર્ણ પડીયેરે પાણી લાવીયે, ઢોળાતાં રહ્યું અલ્પ નીર;
બાંહી પસારી કુંવર કહે, પાણી પીઓ મારા વીર. કું૦ ૩

પાન કર્યુંરે બંધુ હસ્તથી; શુદ્ધિ પામ્યો કુમાર;
અલ્પ આરામ લઇ ત્યાં થકી, પંથે ચાલ્યા તે વાર. કું૦ ૪
ગહન વને વહી આવીયા, વસે જ્યાં ઝેરી ઘણા જીવ;
ભુચર ખેચર ઉરંપરો, કરતા ભયંકર રીવ. કુંવરો. ૫
વનને તજી વીર આપણે, જઇએ કોઈ પણ ગામ;
સકલ દિન પંથે ચાલતાં, આવ્યું નહિ કોઈ ધામ. કું૦ ૬
નાગણી આવે પુંઠે બેહુની, હરવા પ્રાણ તત્કાળ;
મંદ મંદ પાછળ સંચરે, જાણે નહિ તે બાળ. કુંવરો. ૭
અંતરિયાળ રવિ આથમ્યો, વનમાં વ્યાપ્યું તિમિર;
ઉદેભાણ કહે વાસો આજનો, અહિંયાં વસિયેં વીર. કું. ૮
તૃણ પત્રને ઝાડ ઝાંખરાં, કીધાં ભૂતળથી દુર;
નિવાસ કર્યોરે તેણે ત્યાંકણે, ભૂચર વસતાં જ્યાં ક્રૂર. કું. ૯
વડ વીર કહે વાસો આજનો, હિંસે અતિ દુઃખદાય;
તમે સૂવોને ચોકી હું કરૂં; સુખે રજની તો જાય. કું. ૧૦
એવું સુણી કહે સ્વભ્રાતને, અધુના કરૂં તે હું કાજ;
ઉદેભાણ વિષમ વન વિષે, સૂતો પામી બંધુ સાજ. કું. ૧૧
પહેરો ફરતા નિજ ભ્રાતનો, નિશા ગઇ એક જામ;
ગગન પંથે વૈમાન નિકળ્યું, દંપતી બેઠાં ધરી હામ. કું. ૧૨
સુર કહેરે સુણો સુંદરી, વિસ્મય ભરી એક વાત;
રાજકુંમારો આ વન વિષે, રહ્યા છે બેહુ રાત. કુંવરો. ૧૩
કલંક કુડુંરે કરમે આવીયું, સહ્યાં કષ્ટ પારાવાર;
માતા સરજીરે પંથે નાગણી, હરવા પ્રાણ નિરધાર. કું. ૧૪

આજ મધ્યાન્હે તે નાગણી, ડશવા આવી હતી ધાઈ;
ત્યાંથી ચેતી કુંવરો ચાલીયા, સહોદર છે બેહુ ભાઇ. કું. ૧૫
અલ્પ સમયનેરે અંતરે, ડશશે તે દુઃખકાર;
પલમાં લેશે પ્રાણ પાપણી; ઝેરી ઝેર કરનાર. કુંવરો. ૧૬
સાંભળે કહિ જો મુજ વાતડી; ધ્યાન દઇને ખાસ;
સજ્જ થઈ રહે રક્ષા કારણે, વેગે આવે છે પાસ. કું. ૧૭
એમ કહી તેઓ વહી ગયા, નંદનવને ક્રીડા કાજ;
વીરભાણે સુણી નવી માતની, નાગણી કથા તે આજ. કું. ૧૮
તત્ક્ષણ કાપી યષ્ટી ઝાડથી, બચાવા બેહુના પ્રાણ;
હસ્તે ગ્રહી ઉભો એકલો, રાજકુમાર સુજાણ. કુંવરો. ૧૯
તદંતર તીહાં જે નિપજે, સુણતાં તેહ જણાય;
આંબાજી કહે ઢાળ બત્રીસમી, કુંવરોને દુઃખદાય. કું. ૨૦
દેવ વાણી શ્રવણે સુણી, ચિંતે તેહ કુમાર;

દોહરો.

બંધુ તણી ચોફેરથી, કરૂં તૃણા અપહાર. ૧
એમ અવધારી કુંવરે, ચિંતિત કીધું કાજ;
પહેરો ફરતો તે ફરે, ગણી બંધુ શિરતાજ. ૨
પ્રથમ જામ ત્યાં વહી ગયો, રજનીનો જે વાર;
ભય વ્યાકુલ વન પેખતાં, દિસે ઘોર અંધાર. ૩
શબ્દ થાય ત્યાં સિંહના, સાંભળતાં વિકરાળ;
ભીરૂ જન છાતી થરથરે, સુણતાં તેની ફાળ. ૪

નિડર રહી તે ખંતથી, કરતો ચોકી કુમાર;
વિતક તેહને વિતશે, કર્મ તણે અનુસાર. ૫

## ઢાળ ૩૩ મી.

( રાગ—એક દિન બેઠી ગોખમાં. )

તૃણ પત્ર વન વેલડી, સુકી છે ઝાડ સંગાથરે.
અજબ કર્મ ગતિ—એ ટેક.
ઘોર તિમિર તે વન વિષે, સુઝે ન હાથોહાથરે. અજબ. ૧
વનમાંહી આવી વસ્યા, રાજકુંવર સુકુમારરે; અજબ.
રાજઋદ્ધિ સુખ સાહેબી, વર્જીત થયા છે બાળરે. અજબ ૨.
ધમધમતી ક્રોધે નાગણી, આવી કુંવરોની પાસરે; અજબ.
પેરો ફરતાં વીરભાણુને, સૂચના મળી ગઈ તાસરે. અ૦ ૩
આવી નિરખી નજીકમાં, નાગણી તે વિકરાળરે; અજબ.
વીરભાણે તિહાં તે સમે, નાગણી જાણી તે કાળરે. અ૦ ૪
કુંવરને ડસવા ધસી, ક્રોધ કરી પારાવારરે; અજબ.
વીરભાણે ઉછાળી કરી, દુર નાંખી નિરાધારરે. અજબ. ૫
પુરણ વેરણ પાપણી, આવી પાછી તિહાં ધાઇરે; અજબ.
ફુંફાડા મારે મુખ થકી, ઝેરી અતિશે થાયરે. અજબ. ૬

પ્રાણ હરશે આ નાગણી, બંધુતણા નિરધારરે; અજબ.
ઝેરી જાતને કરૂણા નહિ, આજે લાગી બેહુ લારરે. અ૦૭
સમજાવી નૃપ કુંવરે, ઘૃણા રાખી ભરપુરરે. અજબ.
બીજી વેળા પણ ત્યાં થકી; નાંખી ઉછાળી દુરરે. અ૦ ૮
ત્રીજી વેળા ધસી કરી, આવી તીહાં તત્કાળરે; અજબ.
ધીરજ રહી ના તે સમે; પડી હૃદયમાં ફાળરે. અજબ. ૯
અમને બચાવ્યા ત્યાં કને. મંત્રીએ કરી ઉપકારરે; અજબ.
આજે તેણી નાગણી; થશે પ્રાણ હરનારરે. અજબ. ૧૦
યષ્ટી પ્રહારે તેહને હણી, રક્ષ્યા બેહુના પ્રાણરે; અજબ.
ઘાયલ થઈ પૃથ્વી પડી, કીધું નર્ક પરિયાણરે. અજબ. ૧૧
ઘાવ પ્રહારે રક્ત ઉડીયું, ચોંટયું વીરભાણ અંગરે; અજબ.
અલ્પ ઝેર પણ આકરૂં; કુંવર ન જાણે સંગરે; અજ૦ ૧૨
દુષ્ટ લેશ્યાયે તે નાગણી; કરતી ક્રૂર વિચારરે; અજબ.
મરણ પામી પ્રહારથી, પહોંચી નર્ક મોઝારરે. અજબ. ૧૩
જુગલ જામ નિંશા ગઈ, પ્રતિ બોધ્યો જ્યેષ્ટ ભ્રાતરે; અ૦
અનાહુત કાર્ય આજે બન્યું, કહે ભ્રાતને તે વારરે. અ૦ ૧૪
ઉદેભાણ વળતું કહે; વિસ્તારી કહો મુજ પાસરે; અ૦
પરમારથ જાણી તેહનો; મુજ મન થાય ઉજાસરે. અ૦ ૧૫
અનુજ કહે ઉદેભાણને; મુને નિંદ્રા આવે આવારરે; અ૦
રયણી જતાં હું પ્રાતરે, કરીશ પછી વિસ્તારરે: અજબ. ૧૬
એમ કહી સૂતો ભૂતળે; વન વિષે વીરભાણરે; અજબ.
નિંદ્રા આવી વિષ વ્યાપીયું, પેરો ક્રૂરે ઉદેભાણરે: અ૦ ૧૭

રજની જતાં રવિ ઉગીયો, વિશ્વમાં વ્યાપ્યો પ્રકાશરે; અ૦
ઝેર હળાહળ સંચર્યું, થયો અંતરગત શ્વાસરે. અજબ. ૧૮
દેહ ચિંતાયે મ ઉઠીયો, મુખથી શ્વાસ ન લીધરે; અજબ.
જાચત કરે નિજ ભ્રાતને, વાણી વદે પ્રસિદ્ધરે. અજબ. ૧૯
તેત્રીશમી તે ઢાળમાં, કહ્યો કુંવર વિસ્તારરે; અજબ.
આંબાજી મુનિ કહે આગળે, રસિક છે અધિકારરે. અ૦ ૨૦

---

## ઢાળ ૩૪ મી.

---

( રાગ—શા આ શી થઇ મારી. )

ભુમિ છે આ ભયંકારી, જાગો બંધુ દિલે ધારી—એ ટેક.

સાખી—રંગભુવનમાં રાજતા, રહેતા કુશળક્ષેમ;
સુખશય્યામાં પોઢતા, પૂર્ણ ધરી મન પ્રેમ.
મરૂત વહેતો સુખાકારી, (૨) પ્રસરતી વાસના પ્યારી;
ભુમિ છે આ. ૧

સાખી—દીપ મસાલો જ્યાં કણે, પ્રગટે અતિશે જ્યોત;
તેહને કાળી રાતમાં, મળે નહિ ઉદ્યોત.
ગયા કર્મે બંધુ હારી, (૨) કટારી દૈવ તેં મારી.
ભુમિ છે આ. ૨

સાખી—કોથળ કાયા કંકુસમી, ઝગમગ જ્યોતિ પ્રકાશ;
પુષ્પ પાંખડી ખુંચતી, તેણે કર્યો વનવાસ.
સૂતો બંધુ હિંમત હારી, (૨) સહ્યાં દુઃખો વને ભારી.
ભુમિ છે આ. ૩

સાખી—પુરણ વેરણ પાપણી, માતા થઇ નિષ્ઠુર;
કુડું કલંક ચડાવીયું, થઈ કોઈ કર્મે ક્રૂર.
કીધાં નવીચે નિરાધારી, ( ૨ ) કરી કષ્ટો તણી યારી.
ભુમિ છે આ. ૪

સાખી—જાવું છે વિદેશમાં, વસવું કર્મ આધીન;
ભાવી ભાવ ભવ તંતમાં, ભાસે અતીશે ભિન્ન.
તજો નિંદ્રા એવું ધારી, (૨) કરો પંથ તણી તૈયારી.
ભુમિ આ છે. ૫



## ઢાળ ૩૫ મી.

( રાગ—વૈદરભી વનમાં વલવલે. )

શ્વાસ ચડયો ક્યાંઇ નાડીયે, કેમ કરી બોલે કુમાર;
તુષ્ણી જોઇને તે ભ્રાતને, ચિંતા અપરંપાર.
શ્વાસ ચડયો ક્યાંઈ નાડીયે—એ ટેક. ૧
પંથ તણા પરિતાપથી, વીર સૂતો વનમાંહી;
જગાડતાં પણ જાગે નહિ, મુને ચિંતા બહુ થાય. શ્વાસ. ૨

રજની વિષે તે જાગીયો, લાડકવાયો વીર;
પહેરો ફરતાં આજે માહરો, શ્રમીત થયો સધીર. શ્વાસ. ૩
પાસે જઈ જાગ્રત કરે, વદી વચન પ્રેમાળ;
પરમાદી થઇ શું પોઢીયો, મુજ અનુજ સુકુમાર. શ્વાસ. ૪
એમ કહી લઘુ ભ્રાતનો, ગ્રહ્યો નિજકર હાથ;
જાણી સ્થિતિ મૂર્છા પામીયો, શુદ્ધિ હાર્યો તેની સાથ.
શ્વાસ. ૫

## શિખરિણી.

ગયો શુદ્ધિ હારી અનુજ વિરહે દુઃખ ધરતો,
પડયો બંધુ સંગે દુઃખદ વનમાં અશ્રુ ઝરતો;
નથી તેને તિહાં શરણ સુખદા સાધન કશું,
વળે ક્યાંથી શાન્તિ અનહદ ઉરે દુઃખ ઉપન્યું. ૨૦

---

મૂર્છા વળી ક્ષણ અંતરે, પામતો તે પરિતાપ;
અશ્રુ વહી હૃદય ભીંજવે, અતિશે કરે વિલાપ. શ્વાસ. ૬
શ્વાસ રૂંધી સૂતો રાનમાં, સહોદર મારો ભાઇ;
દેહ લીલો છમ દેખતાં, મુજ છાતી ફાટી જાય. શ્વાસ. ૭
એક ક્ષણ પણ ભ્રાતનો, વિરહો નવિ સુહાય;
કોણ ઉપાયે મુજ વીરની, નિર્વિષ કરૂં હું કાય. શ્વાસ. ૮
કોઇ પુર કે જન વાસમાં, જો તેડી જાઉં આ વાર;

ઝેર ઉતારે કોઇ જાણુવી, થાય બંધુ સુખકાર. શ્વાસ. ૯
ઉંચો નભ નીચી ભુતળા, નથી કોઇરે આધાર;
એક કહી બંધુ બાંધીયો, શરો વેષ્ટન મોઝાર. શ્વાસ. ૧૦
મહાન યત્ને તે ઉંચકી, ચડાવ્યો નિજને સ્કંધ;
વન વિકટમાંહી ચાલતાં, પરિશ્રમે પામ્યો બંધ. શ્વાસ ૧૧
નીચે ઉતાર્યો તીહાં તેહને, વિષાદ પામ્યો કુમાર;
દુઃખ દશા દેખી ભ્રાતની, આક્રંદ કરે તે વાર. શ્વાસ. ૧૨

---

## ઢાળ ૩૬ મી.

---

( રાગ—સીતાજીના મહીનાનો. )

વીરને ડસીયો ઝેરી જીવકે, કોપ કોઇ દેવનો;
કંચન વર્ણી પલટી કાય, દોષ પૂર્વ દૈવનો. ૧
ફુલ સેજે સુતો મારો ભાઈ, મહેલ ઝરૂખે ચડી;
પડયો આજે વિકટ વેરાણ, કર્મગતિ વંકડી. ૨
મનોજ્ઞ ભોજનનો જમનાર, સીતોદક વાસના;
તેણે કાઢયા દિવસ ફળો ખાઇ, દુઃખો વનવાસના. ૩
આવ્યા ચરણે ચાલી દુરદેશ, સહ્યાં પંથે ત્રાસને;
પામ્યા અણુચિંતિત તેવા દુઃખ, સહી ભુખ પ્યાસને. ૪

અરે આ જીવન થયું છે ઝેર, બંધુ વિના આ સમે;
મુંઝાય અતિશે મારૂં મન, દુઃખોદધિ ના શમે. ૫
બંધુ વિણ તુટી જમણી બાંહી, નિરાધાર થઈ રહ્યો;
આ વને નાહીં કોઇરે આધાર, ભાઇ મારો સુઈ રહ્યો. ૬
વસે સિંહ ભુજંગ વિકરાળ, જંગલ છે બીહામણું;
કેમ બંધુ મૂકી જાઉં તે સ્થાન, થાય મુને દુઃખ ઘણું. ૭
આક્રંદ કરી ચાલ્યો ઉદેભાણ, મૂકી નિજ ભાઇને,
નિંદતો પૂર્વ જન્મના પાપ, કીધાં દુઃખદાય તે. ૮

દોહરા.

ઝેર હળાહળ વ્યાપીયું, મૂર્છાણો વીરભાણ;
વિષ નિવારણ કારણે, શીઘ્ર ગયો ઉદેભાણ. ૧
પંથ થયો દીર્ઘ તેહને, પડતા બંધુ વિયોગ;
તાસ અનુજ વનવાસમાં, ધરતો તેનો શોક. ૨
ઉજેણી આવ્યો તે સમે, શોધે વૈદ સુજાણ,
ઉત્તર કોઇ આપે નહીં, પરજન દુઃખ અજાણ. ૩
દીર્ઘ નીશાસા નાખતો, નીકળે પુરની બહાર;
સરોવર પાછો જઈ કરી, બેઠો રાજકુમાર. ૪
હિંમત પણ ચાલે નહીં, જવા બંધુની પાસ;
વલ્લભ ભ્રાત વિયોગથી, ઉદ્વેગ પામે શ્વાસ. ૫
મુજ વિજ્ઞપ્તી ના સુણી, પુરીજન શોકે શોક;
હાં હાં વીરનું શું થશે, નીર્દય થયા તે લોક. ૬



છંદ શિખરિણી.

મળે કાન્તા પુત્રો, ધનથી ભૂમિમાં દેશ ભમતાં,
મળે છે બીજાં જે, સકલ સુખદા ભોગ ગમતા;
સગાં સર્વે પ્યારા, સમ અનુજ નાહીં ખલકમાં,
મળે નાહીં ક્યાંઇ, નિજ જનની જાયો જગતમાં. ૨૧
નથી ઇચ્છા નિશ્ચે, જન મનતણી પાર પડતી,
રહે છે સંસારે, અનહદ વિપત્તિજ નડતી;
અતિ વ્હાલો મંત્રી, અતિ દૂર પુરે તે રહી ગયો,
કીહાં બંધુ મારો, વિકટ વનમાં સુઈ રહ્યો. ૨૨

---

## ઢાળ ૩૭ મી.

---

[ રાગ—મેલી આથે આર. ]

ભાઇ મારો સુકુમાળ, વને સુતો તે બાળ.
ડશ્યો જંતુ વેરથીએ, મૂર્છાણો ઝેરથી એ. ૧
શો કરવોરે ઉપાય, ચાલે નહિં તે દાય;
આવે ન જાણવીએ, શાંતિ શી આણવી. ૨
વન વૃક્ષે ઘનઘોર, સિંહ કરે છે શોર;
ત્યાં કે સુઇ રહ્યો એ, સમો વહી ગયો એ. ૩

બંધુ વિના સંસાર, લાગે મુને અસાર;
તજીને આવીયો એ, ફાટે છે હીયો એ.　　૩
માડી જાયો હીતકાર, મળે નહીં કોઈ ઠાર;
કારી ઘા લાગીયો એ, બાળે છે હિયો એ.　　૫
બંધુ હૈયાનોરે હાર, ધરતો જે સંગે પ્યાર,
તે વિછુટીયો એ, દુઃખે ટુટીયો એ.　　૬
વિસરે નહિ તે ભ્રાત, કરે અશ્રુનિપાત;
નિશાસા નાખતો એ, સુખથી ભાંખતો એ.　　૭
ટુટી બંધુનીરે જોડ, પડી ભ્રાતની ખોડ;
હામ હું હારીયો એ, સૂનો સંસારીયો એ.　　૮
વૃથા કરવો શોસ, કર્મને દીજે દોષ;
મનને વાળીયે એ, વેળા ગાળીયે એ.　　૯
મન નવ સમજે તોય, વીલખાણો તે રોય;
ભીંજ્યાં ચીવરો એ, સુકયાં લીવરો એ.　　૧૦
આંબાજી થઇ ઉજમાલ, સાડત્રીસમી ઢાળ;
કહી વિયોગની એ, સ્થિતિ કર્મ જોગની એ.　　૧૧

દોહરો.

ઉજેણીપુર અતિ ઓપતું, જોતાં વિસ્મયકાર,
સુંદર મંદિર માળીયાં, અમરાવતી આકાર.　　૧
પ્રાસાદવડે પુર દીપતું, ઝળકે ઉંચી દિવાલ;
બંદર છે પુર નીકટમાં, ઉતરે અતિશે માલ.　　૨



ક્રય વિક્રય કરતા રહે, વ્યવહારી ત્યાં લોક;
ચડતીકળા તે શહેરની, સુખી મનુષ્યના થોક. ૩
રાજઋદ્ધિ સુખ સાહેબી, વીત્ત ભર્યાં ભંડાર;
પુણ્યવડે બહુ પામીયા, ઇચ્છીત સંપદ સાર. ૪
મરણ પામ્યો ત્યાં મહીપતિ, અપુત્રીયો નિરધાર;
રાજાવિણ રાજનીતિનો, લોપ કરે નરનાર. ૫

---

## ઢાળ ૩૮ મી.

---

( રાગ—હું તુજ આગળ શી કહું કનૈયા. )

રાજા વિના પ્રજા પુરનીરે લાલ,
ઉરે અતિ અકળાયરે શોભાગીલાલ;
મળ્યા અગ્રણી નર એકઠારે લાલ,
કરવા કંઇ ઉપાયરે શોભાગીલાલ.
પુણ્ય પ્રગટયાં ઉહેલાણુનારે લાલ. એ ટેક. ૧
હંતી શણગારો આ સમેરે લાલ,
કળશ આપી શુંઢ ક્રારરે, શોભાગી;
પુણ્યવંત શિરે નામશેરે લાલ,
પામશે રાજ ઉદારરે, શોભાગી, પુણ્ય. ૨



સંકેત કરી સહુ સજ્જ થયારે. લાલ,
ઉજેણીપુર મોઝારરે શોભાગી;
ઘર ઘર તોરણ બાંધીયારે લાલ,
પંથે કેતુ મને હારરે.          શોભાગી, પુણ્ય. ૩

દેશ વીદેશથી આવીયારે લાલ,
ક્ષત્રીવંશ કુમારરે શોભાગી;
નરવર દૂરથી કેઈ આવીયારે લાલ,
સોળે સજી શણગારરે.          શોભાગી, પુણ્ય. ૪
માંડી અંબાડી ગજે હેમનીરે લાલ,
થતી જવાહીરે જ્યોતરે શોભાગી;
નીકળ્યો ગજરાજ દ્વારથીરે લાલ,
કરતો અતિ ઉદ્યોતરે.          શોભાગી, પુણ્ય. ૫
ભવ્ય અટારી બારી ગોખમાંરે લાલ,
હર્ષ ધરી પારાવારરે શોભાગી;
પુર પંથે રહી પેખતાંરે લાલ,
પુરવાસી નરનારરે.          શોભાગી, પુણ્ય. ૬
મનમાં ચિંતે કેઇ માનવીરે લાલ,
પ્રગટ થશે પુન્ય આજરે શોભાગી;
રિદ્ધિ સિદ્ધિ સુખ સંપદારે લાલ,
મળશે અનુપમ રાજરે.          શોભાગી, પુણ્ય. ૭
નિપ ન નામ્યો કોઇ શિરેરે લાલ,

થયા જન મન નિરાશરે શોભાગી;
ગજ જાવે કોણ વાટડીરે લાલ,
વિલોકતા સહુ તાસરે. શોભાગી, પુણ્ય. ૮
રથ્યા મધ્યો મધ્ય ચાલતોરે લાલ,
ગજ પાછળ જન વૃંદરે શોભાગી;
જોતાં જોતાં તીહાં પહોંચીયોરે લાલ;
કરે કુંવર આનંદરે. શોભાગી, પુણ્ય. ૯
કલશ નામ્યો તેની ઉપરેરે લાલ,
શીતલ થઈ જલધારરે શોભાગી;
ભ્રાત સંતાપે અશ્રુ નેત્રનારે લાલ,
ધોવાણા તેણીવારરે. સોભાગી, પુણ્ય. ૧૦
જય જયકાર કરી તે કરેરે લાલ,
સ્તુતિ બાળ ગોપાળરે શોભાગી;
કુમારીકા કુંકુમ ઘોળીનેરે લાલ,
તીલક કરે તસ ભાલરે. શોભાગી, પુણ્ય. ૧૧
આશીશ આપી એમ ઉચ્ચરેરે લાલ,
જીવો સદા જગ ભાણુરે શોભાગી;
અજીત શત્રુજીને તજોરે લાલ,
વહેજયો જીત્યાથી આણુરે. શોભાગી, પુણ્ય. ૧૨
વરાંગના નાચ ત્યાં કરેરે લાલ,
ગવાતા ગીત ઝકોરરે શોભાગી;

નોબત નિશાનો વાગીયારે લાલ;
થતી નગારાની ઠોરરે શોભાગી, પુણ્ય. ૧૩
છડીદાર બોલે ચોંપથીરે લાલ,
ગ્રહી હેમ છડી હાથરે શોભાગી;
ગીર્વાણુ ગીરા ઉચ્ચરેરે લ લ,
હર્ષ ધરી સહુ સાથરે. શોભાગી, પુણ્ય. ૧૪
હાજર ઉભા હસ્ત જોડીનેરે લાલ,
કામદાર શિરદારરે શોભાગી;
હાજર હાકેમ આવી ખડારે લાલ,
આલ્યા ગ્રહી હથીયારરે. શોભાગી; પુણ્ય. ૧૫
પુરમાં આવીને તે થયોરે લાલ,
રાજ્યાભિષેક જે વારરે શોભાગી;
આજ્ઞા વરતાવી નીજ નામનીરે લાલ,
સ્વાધીન થયા નરનારરે. શોભાગી, પુણ્ય. ૧૬
અણુ ચિંતિ સંપદા મળીરે લાલ,
થયો કુંવર ભૂપાળરે શોભાગી;
નિજ અનુજ વનમાં રહ્યોરે લાલ;
દીલ દહે ચિંતા ઝાળરે. શોભાગી, પુણ્ય. ૧૭
વ્યતિક્રમ્યો કાળ અતિ ઘણોરે લાલ,
મુક્યો વીર નિરાધારરે શોભાગી;



રક્ષક નહીં તેની આગળેરે લાલ,
સ્થાન દિસે ભયંકારરે. શોભાગી, પુણ્ય.
એમ વિમાસી વૈદ્યો તેડીયારે લાલ,
કરવા બંધુ અવિકારરે શોભાગી;
કુશલ નિરખું જો ભ્રાતનેરે લાલ,
સુખદા લાગે સંસારરે. શોભાગી, પુણ્ય. ૧૯.
સવંત ઓગણી અડસઠેરે લાલ,
બીલખા ગામ મોઝારરે શોભાગી;
ત્યાં ઢાળ જોડી આંબાજીયેરે લાલ,
આડત્રીસમી સુખકારરે. શોભાગી, પુણ્ય. ૨૦

દોહરા.

વાત સુણો વીર ભાણની, તન મન રાખી ધ્યાન;
મોહ મમત્વને પરહરી, ગ્રહો સદ્દગુણ જ્ઞાન. ૧
જન્મ ભૂમિ ક્યાં તેહની, દેશપુર ક્યાં ધામ;
સુઇ રહ્યો વનવાસમાં, તજી જીવનની હામ. ૨
તાસ બંધુ પણ વહી ગયો, તજી વને નીરધાર;
નડી વિટંબના કર્મની, શબ સમ થયો કુમાર. ૩
એણે સુતો તે રાજવી, ચડી ઝેરની લ્હેર;
શ્રોતા મન ચિંતા રહે, તેમાં નહીં કાંઇ ફેર. ૪
વિષ હરવાનું મિષ કહું, સાંભળતાં સુખકાર;
પ્રતિકાર પંથી તણો, મળશે તે હિતકાર. ૫



## ઢાળ ૩૯ મી.

---

( રાગ—દશમે ભવે શ્રી શાંતિજી.)

વનમાં સુતો કુંવર એકલો, વ્યાપતા વિષ અપાર;
રૂડાં બંધુ, ધન્ય ધન્ય પરહિત કારીને—એ ટેક.
એક પંથીરે ત્યાં નીકળ્યો, જાણે વનસ્પતિ સાર. રૂડા બંધુ. ૧
વીરભાણુ સુતો ત્યાં દેખીને, તાસ ઉપાતિંક જાય રૂડા;
અદ્‌ભુત કૃતિ કુમારની, જાતાં ન નેત્ર ખેંચાય. રૂડા બંધુ. ૨
લીલી છમ કાયા તેહની, વર્ણે બીલોર આકાર રૂડા;
કર ગ્રહ્યો તે કુમારનો, જુએ જીવનનો સાર. રૂડા બંધુ. ૩
શ્વાસ જાણી અંતર ભાગમાં, ઉઠે ત્યાંથી તત્કાળ રૂડા;
કરૂણા અંગે તેને ઉપની, નિર્વિષ કરવા બાળ. રૂડા બંધુ. ૪
વનસ્પતિ રસ કાઢી કરી, લેપન કરે તસ પાય. રૂડા;
વિષ હર તણા પ્રયોગથી, શરીરથી ઝેર ખેંચાય. રૂડા બંધુ. ૫
ઝેર શોષાતાંરે તેહની, હેમ વર્ણી થઇ કાય રૂડા;
સર્વ અંગે શ્વાસ સંચર્યો, શુદ્ધિ પામી બેઠો થાય. રૂડા બંધુ. ૬
ચૌદિશિ નજરે નિરખતાં, દીઠો નહીં નિજ વીર. રૂડા;
બેઠો દીઠો તેણે ત્યાં કણે, એક વિદેશી સધીર. રૂડા બંધુ. ૭
વિદેશી ક્યાંથી આપ આવીયા, ક્યાં છે કહો તુમ ગામ રૂડા;
વળતું કહે વીર ભાણુને, દૂર છે મુજ તણું ધામ. રૂડા બંધુ. ૮

મુજને જતાં સ્વદેશમાં, પંથે થઇ આવાર. રૂડા;
વિષ વ્યાપક કાયા આપની,'નજરે જોઇ ક્ષણવાર. રૂડા બંધુ. ૯
શ્વાસ જાંણી અંતર ભાગમાં, વિષ કીધું અપહાર. રૂડા;
અન્ય વૃતાંત હું આપનું, જાણું નહીં નીરધાર. રૂડા બંધુ. ૧૦
વચનો સુણી વીર ભાણના, હર્ષીત અંતરે થાય. રૂડા;
ઉપકાર કીધો મુને ઘણો, ધન્ય જગ સુખદાય. રૂડા બંધુ. ૧૧
ઉપકૃત બંધુ આપનો, કેમ કરી હુથી થવાય. રૂડા;
જીવન અર્પ્યું આજે મુજને, કરૂણા અતિ અંગે લાય.
રૂડા બંધુ. ૧૨
એમ કહીને પાયે લાગીયો, હસ્ત જોડી વારંવાર. રૂડા;
કોઇરે દિવસ હું આપનો; વિસરૂં નહિ ઉપકાર. રૂડા બંધુ. ૧૩
પંથી પૂછે વૃત્તાંત તેહનું, જાણવા કુળ તેમ વંશ. રૂડા;
કયા દેશ તણા વાસી આપ છો, કેમ થયો જંતુ ડંશ.
રૂડા બંધુ. ૧૪
વૃત્તાંત કહ્યું સર્વ નિજનું, કુંવરે કરી વિસ્તાર. રૂડા;
કષ્ટ સુણીને સર્વ તેહના, દીલગિર થયો તેવાર. રૂડા બંધુ. ૧૫
વચન કહ્યાં ધીરજ તણા, સુણતા તે સુખકાર. રૂડા;
સ્વપંથે ચાલી તે ગયો, કરી કુંવર અવિકાર. રૂડા બંધુ. ૧૬
વીરભાણ ત્યાંથીરે ચાલીયો; શોધવા સહોદર ભ્રાત. રૂડા;
કયાં ગયો હશે ભ્રાત માહરો, એમ થયો ભયભ્રાંત.
રૂડા બંધુ ૧૭

પુરણ કષ્ટે પંથ કાપીને, આવ્યો ઉજેણી મોઝાર. રૂડા;
પુરતણી પોળે આવતાં, પામ્યો બંધુ સમાચાર. રૂડા બંધુ. ૧૮
જ્યેષ્ઠ સહોદર પામીયો, ઋદ્ધિ તે રેલમછેલ. રૂડા;
હર્ષ વ્યાપ્યો તેથી અંતરે, કુંવર મોહનવેલ. રૂડા બંધુ. ૧૯
ઓગણચાલીશમી ઢાળમાં, વિરહી તણો વિસ્તાર રૂડા;
આંબાજી મુનિયે તે કહી, ઢાળ ચિંતા હરનાર. રૂડા. બંધુ. ૨૦

## દોહરા.

ઉજેણી પુરની ગાદીયે, બેઠો જે વડવીર;
વલ્લભ ભ્રાત વિયોગથી, દીલડે દુઃખ ગંભીર. ૧
પુણ્ય પ્રતાપે પામીયો, રાજ્ય ઋદ્ધિ રસાળ;
દહે હૃદય ભડ ભુપનું, વિરહ તણી તે ઝાળ. ૨
અદ્ભુત કર્મ વિટંબના, એમ કહે અરિહંત;
કર્મ વડે સંસારીઓ, ભવાટવિ ભટકંત. ૩
તેમ મનોરથ નૃપના, થાશે નાહીં પરિ પુર;
વેગે મળવા વીરને, નરવર મન આતુર. ૪

## ઢાળ ૪૦ મી.

( રાગ—અરણિક મુનીવર. )

નિર્વિષ કરવારે નિજ ભ્રાતને, નૃપ થયો તૈયારજી;
તિગીચ્છક લીધારે સંગે જાણવી, હુકમતણે અનુસારજી.
નિર્વિષ કરવારે નિજ ભ્રાતને. એ ટેક. ૧
અશ્વારૂઢ થઇરે ત્યાંથી સંચર્યો, ઉદેભાણ ભૂપાળજી,
પુરપંથે ચાલીરે વનમાં આવીયો, અંગે થઇ ઉજમાળજી. નિ.
પૂર્વસ્થાન જોતાંરે ભ્રાત ન પેખીયો, નૃપતિયે જેણી વારજી;
પ્રગટી જવાળા હૃદયે દુઃખની, કરે મન હાહાકારજી. નિ. ૩
ભ્રાતને વિરહેરે તે ક્ષણે નૃપને, રહી ના શુદ્ધિ લગારજી;
મુર્છા ખાઇરે ભુમિ તે પડયો, વહી અશ્રુની ધારજી. નિ. ૪
સ્થિતિ જોતાંરે નિજ નૃપની, પરિકર ધાયા ત્યાંયજી;
ઉપચાર કીધારે નીર સમીરના, પ્રીત અતિશે લાયજી. નિ. ૫
શુદ્ધિ વળતાં ત્યાંથી ઉઠીયો, ઉજેણીતણો ઠાકુરજી;
અનુજ વિયોગેરે હૃદય તેહનું, દુખે થયું પરિપુરજી. નિ. ૬
જંગલવાસીરે જીવે ભ્રાતનો; કીધો ખરે અપહારજી;
વિરહો પડીયોરે સહોદર વીરનો, શોચે ચિત્ત મોઝારજી. નિ. ૭
કારણ દુઃખનુંરે નૃપને પૂછતાં, ગુપ્ત વાત તે કીધજી;
સ્વ પરિજનનેરે તેહ જણાવતાં, પુરમાં થાય પ્રસિદ્ધજી. નિ. ૮

નિષ્ફળ શાનેરે પુરિજન લોકને, કરવા ચિંતાતુરજી;
એમ અવધારીરે ભ્રાતને ઢુંઢતા, આવ્યા ઉજેણીપુરજી. નિ. ૯
આવી વસીયોરે નૃપ નિજ વાસમાં, થતો અતિ દિલગીરજી;
પ્રાણથી પ્યારોરે અનુજ જાણીયે, વિસરે ના તે વીરજી. નિ. ૧૦
ચંદ્રને વિરહેરે ચિત્ત ચકોરનું, જલવીણ જેવું મીનજી;
જોડી વિખુટુંરે સારસ ચિત્તમાં, થઈ રહે જ્યું દીનજી. નિ. ૧૧
જલધિતણીર જેમ લહરીયો, ઉછળીને લય થાયજી;
ઝુરતો તે રાજા- ભ્રાત વિયોગથી, ઉરે અતિ અકળાયજી.નિ.૧૨
દીલના દુઃખોરે પુરિજન લોકથી, ગોપવી રાખે રાયજી;
જીનવર ધ્યાનેરે મનને વાળતો, ધર્મ ખરે સુખદાયજી.નિ. ૧૩
આંબાજી મુનિયેરે ઢાળ વીયોગની, કહી ચાલીશમી તેહજી;
દેવશીસ્વામીર ગુરૂ પ્રતાપથી, વર્ણંવ્યો બંધુ સ્નેહજી. નિ. ૧૪

દોહરા.

ઉજેણી પતિના ભ્રાતનો. રસિક કહું અધિકાર;
જયેષ્ઠ વીર પુરે આવીયો, પૂર્ણ ધરી મન પ્યાર. ૧
નમાંકિત નિજ ભ્રાતના, પેખે ચિન્હો કુમાર;
ચીરંજીવો અમ ભુપતિ, ઉચ્ચરે પુર નરનાર. ૨
વીરભાણે શ્રવણે સુણ્યો, ભ્રાત તણો વિસ્તાર;
વડીલ સહોદર પામીયો, પુણ્યવડે જયકાર. ૩
અણચિંન્તિ સુખ સાહેબી, મળી તેને હિતકાર;
ચિંતા ટળી મુજ ભ્રાતની, મળતાં સંપદ સાર. ૪

કદિ મળીશ જઈ વીરને, ઉજેણીપુર મોઝાર;
વિખુટો પડવા ના દીયે, સ્નેહ તણો વ્યવહાર. ૫
વિણ પ્રતિબંધ રેવું સહી, ગુપ્તપણે આવાર;
સારી સંપદ પામીને; પછી મળું નિરધાર. ૬
એમ અવધારી અંતરે, રહીયો રાજકુમાર,
કર્મ શુભાશુભ તેહના સુણજો આગળ સાર ૭



# ખંડ ૩ જો.

## ઢાળ ૪૧ મી.

( રાગ—હું તુજ આગળ શી કહું કાનૈયા. )

જેહ દિવસ તે આવીયોરે લાલ,
પુર વિષે વીર ભાણુરે શોભાગીલાલ;
આવી બેઠો એક આસનેરે લાલ,
રાજકુંવર સુજાણુરે શોભાગીલાલ;
વીતક કહું વીરભાણુનારે લાલ.        એ ટેક. ૧
દિનનાથ જબ આથમ્યોરે લાલ,
થતો ત્યારે સાયંકાળરે શોભાગી;
વીરભાણુપુરમાં સંચર્યોરે લાલ,
જોવા નગરીનો ખ્યાલરે        શોભાગી, વિતક. ૨
શહેર બજારે ચાલતાંરે લાલ,
દીઠા ઘણા મેડી માળરે શોભાગી;
ભ્રાતતણું પુર પેખતાંરે લાલ,
અતિ થયો ઉજમાળરે.        શોભાગી, વિતક. ૩



વિવિધ વિલોક્યા ચોવટારે લાલ,
બહુલી જોઈ બજારરે શોભાગી;
એક ત્રિયા ત્યાં રૂદન કરેરે લાલ,
કરી અતિ હાહાકારરે. શોભાગી, વિતક. ૪

વિલાપ સુણ્યા તે બાઈનોરે લાલ,
સ્થંભ્યો ત્યાં વીરભાણુરે શોભાગીલાલ;
કર્ણે હસ્ત દઈ સાંભળેરે લાલ,
ગુણીયલ તે સુજાણુરે. શોભાગી, વિતક. ૫

તુર્ત ગયો તસ આંગણેરે લાલ,
કુંવર બનીને દયાલરે શોભાગીલાલ;
વિલાપ કરી ત્રિયા બોલતીરે લાલ,
મરણ પામે મુજ બાળરે. શોભાગી, વિતક. ૬

મુખથી નિશાસા નાખતીરે લાલ,
સુણતાં હૃદય ભેદાયરે શોભાગીલાલ;
રૂદન સુણ્યો તે બાઈનુરે લાલ;
ઘૃણાળુ અંગે થાયરે. શોભાગી, વિતક. ૭

આવી ઉપાંતિક તે કહેરે લાલ,
શાને રૂવો મુજ બાઈરે શોભાગીલાલ;
કારણ કહો બેની મુંજનેરે લાલ,
યોગ્ય કરૂં હું ઉપાયરે. શોભાગી, વિતક. ૮

વચન સુણી વીરભાણુનારે લાલ,
દુઃખની કહે તે વાતરે શોભાગીલાલ;
જક્ષ કોપે આજ મુજનારે લાલ,
થશે પુત્ર તણી ઘાતરે.        શોભાગી, વિતક. ૯

એકજ તનુજ છે માહરેરે લાલ,
ઘરે પરણેલી છે નારરે; શોભાગીલાલ;
રિદ્ધિ સિદ્ધિ ઘણી સંપદારે લાલ,
વિત્તે પુરણ ભંડારરે.        શોભાગી, વિતક. ૧૦

પુત્ર વિના તે અળખામણારે લાલ,
દીલડે ઉઠે દુઃખ ઝાળરે શોભાગીલાલ;
અંગજ વિના હું જીવું નહિરે લાલ,
મૃત્યુ પામું મરતાં બાળરે.   શોભાગી, વિતક. ૧૧

જક્ષ કારણ તેણે પૂછીયુંરે લાલ,
કરૂણા તે પર લાયરે શોભાગીલાલ;
વળતું કહે વીરભાણુનેરે લાલ,
વિલપતી ત્રિયા ત્યાંયરે.      શોભાગી, વિતક. ૧૨

તસ્કર તણી નૃપે શંકથીરે લાલ,
ઉજેણીપુરની બહારરે શોભાગીલાલ;
નિર્દોષી પુરૂષ એકનેરે લાલ,
શુળીયે દીધો જે વારરે.      શોભાગી, વિતક. ૧૩

નિદાન કરી તે ચવી ગયોરે લાલ,
જક્ષ થયો દુઃખકારરે; શોભાગીલાલ;
કોપ કીધો નગરી ઉપરરે લાલ,
હણુતો ઘણુા નરનારરે, શોભાગી, વિતક. ૧૪

તે સ્થાને જક્ષાલય બાંધીયુંરે લાલ,
અર્ચી કીધોછે કરારરે શોભાગીલાલ;
નર નિત્યે એક પ્રિછવોરે લાલ,
જક્ષે કરવા સંહારરે. શોભાગી, વિતક. ૧૫

ત્યારથી દુષ્ટે દાટવાળીયોરે લાલ,
કરી મોગર પ્રહારરે શોભાગીલાલ;
નૃપ નિર્દેશે નરપુરનારે લાલ,
મરવા જાય જક્ષ દ્વારરે. શોભાગી, વિતક. ૧૬

પૂર્વ કર્મે આજ મુજ ઘરેરે લાલ,
હુકમ આવ્યો આવારરે શોભાગીલાલ;
તે સુણતાં હૃદય માહરૂંરે લાલ;
દુઃખે ફાટે નિરધારરે. શોભાગી, વિતક. ૧૭

એમ કહેતાં તે બાઇનેરે લાલ,
અશ્રુતણી થઈ ધારરે શોભાગીલાલ;
વિસ્મય થયો તે સાંભળીરે લાલ;
પરદુઃખ ભંજનહારરે. શોભાગી, વિતક. ૧૮



દોહરા.

જૈન ધર્મ અનુરાગીયો, દીલે દયાનો પુંજ;
દુઃખ સહે પરકારણે; કષ્ટ તણે પડી કુંજ.　　　૧
એવા વિરલા જગતમાં, કરૂણાના ભંડાર;
કષ્ટ હરે પર પ્રાણીના, સફળ તાસ અવતાર.　　　૨

છંદ શિખરણી.

નકી કંપે કાયા, જગત જનની પીડ પરખી,
નહિ જાશે નાસી, પર દીનપણું ચક્ષુ નિરખી;
કરી કોડો યત્નો, જગ જન તણા તાપ હરતા,
ભલે જન્મ્યા ભૂમિ, વિમલ યશને જેહ વરતા.　　　૨૩

---

રૂદન સુણી તે બાઈનું, કારૂણ્ય દીલ કરંત;
વળતુ કુંવર ઉચ્ચરે, વાણી સુધાઝરંત.　　　૩





## ઢાળ ૪૨ મી.

---

(રાગ—ઇસ તન ધનકી)

તુજ દુઃખ દેખી દીલડું દાઝે,
મરવા જાઉં તુજ પુત્રને કાજે. એ ટેક૦
ચીરંજીવે બેની પુત્રજ તુજનો,
આશીર્વાદ છે એવો મુજનો. તુજ દુઃખ. ૧
રૂદન કરતી એમ કહે બાઇ,
તમે ઉત્તમ છો મુજ ભાઈ. તુજ દુઃખ ૨
પરનેરે કાજે દેહ કોણ અર્પે,
મરણ પાસે તો દીલડું ડરપે. તુજ દુઃખ. ૩
નગરીમાં છે ઘણા નર નારી,
તુમ સમા નહીં કોઈ હિતકારી. તુજ દુઃખ. ૪
કારૂણ્ય મૂર્તિ કેવળ તારી,
વાણી અતિશે લાગે પ્યારી. તુજ દુઃખ. ૫
જાવા દઉં નાહીં બંધવ તુજને,
ધીરજ આપી વીર તેં મુજને. તુજ દુઃખ. ૬
વચન કહે એમ કુંવર વિમાસી,
પરહિતકાજનો હું છઉં પ્યાસી. તુજ દુઃખ. ૭
અછતી ઉપમા મુજને તેં આપી.
ભૂતળમાં છે કઇક પ્રતાપી. તુજ દુઃખ. ૮



મેઘરથ નૃપનો અધિકાર ભાખ્યો;
નિજ પિંડ કાપીને પારાપતિ રાખ્યો. તુજ દુઃખ. ૯

એવા એવા કેઇ દયા તણા દરિયા,
દ્રઢ ટેક ધારી શિવ સુખ વરીયા. તુજ દુઃખ. ૧૧

ક્ષણ ભંગુર છે ઉદારીક કાયા,
તજવી અંતે ખલકની માયા. તુજ દુઃખ. ૧૨

અવ્યય સ્થિતિ નહીં તેમ મુજ તનની,
મમતા મારવી અબુજ મનની. તુજ દુઃખ. ૧૩

નથી મુજ પાછળ કોઈ રડનારૂં,
અર્પણ કરૂં દેહ પરહિત પ્યારૂં. તુજ દુઃખ. ૧૪

દોહરા.

કુંવર કથન સુણી કરી, મનમાં પ્રગટયો મોદ,
દીલ હર્ષાતુર તેહનું, વિકશે જેમ કુમોદ, ૧

કષ્ટ નષ્ટ આજે થયું, ગયું વિયોગી દુઃખ;
પુત્ર પત્નિ સંસારમાં, વિલશે પંચ વિધ સુખ. ૨





## ઢાળ ૪૩ મી.

( રાગ—મુનિ બલભદ્ર વસેરે વૈરાગમેં. )

વચન સુણી વીર ભાણુના, વળતું કહેતે નારજી;
પર ઉપકારી મેં પેખિયા, જંતુ તાપ હરનારજી,
ધન્ય ધન્ય માતારે તુમ તણી. એ ટેક. ૧
નિજ સ્વાર્થી છે સંસારીયો, જોતાં જ્ઞાન આધારજી;
અર્થ પોતાનોરે સાધવા, કરતા જંતુ સંહારજી. ધન્ય. ૨
મળીયો જન્મ ધન્ય આપને, કરૂણાના ભંડારજી;
મુજ તનુજ રક્ષાભણી, મરવા થયા તૈયારજી. ધન્ય. ૩
તાસ પ્રશંસા કીધી ઘણી, કુંવર જાણી સુજાણજી;
રક્ષક પ્રાણ તસ પુત્રના, વળતું કહે વીર ભાણજી. ધન્ય. ૪
હું નવિ જાણું કોણ સ્થાનકે, વ્યંતર તણો છે વાસજી;
તુજ સુત તણી રક્ષા ભણી, મુજ મન થાય હુલ્લાસજી. ધન્ય. ૫
મુજને બતાવો બેનડી, નિવાસ કરે તે સ્થાનજી;
એવું સુણી સંગે સંચરી, સમય જાણી અવસાનજી, ધન્ય. ૬
બટૂવા લીધો મસ્તકપરે, શયન કરવા તે ઠાણજી;
વિકસીત વંદને ચાલીયો, જક્ષ સ્થાને વીરભાણજી. ધન્ય. ૭
જક્ષાલયે જઇ પહોંચીયો, મહીલા સંગે કુમારજી;
અનેક જન જક્ષે મારીયા, કરી મોગર પ્રહારજી. ધન્ય. ૮
ધડ વિણ મસ્તક રડવડે, ઉપજે જોતાં તે ત્રાસજી;
બીછાવ્યો બટૂવા ત્યાં લઇ કરી, દુઃખદા છે જ્યાં વાસજી. ધન્ય. ૯

શયન કરવાને કારણે, આ ખટ્વા છે સુખકારજી;
ઉપકાર તે વિસરૂં નહીં, તુમ ગુણ પારાવારજી ધન્ય. ૧૦
મનોહર મૂર્તિ છે આપની, વયે દીસો તુમે બાળજી;
એમ કહી અશ્રુ ઢોળતી, દીલડે થઈ દયાળજી. ધન્ય. ૧૧
વીરભાણ વળતું તેને કહે, ચિંતા કરો પરિહારજી;
અકામ મરણ કીધા ઘણા, ભમતા મેં સંસારજી. ધન્ય. ૧૨
કરૂણા વિણ જગ જંતુની, વ્યર્થ ગયા અવતારજી;
અઘ અવસર આવી મળ્યો, કરવા પર હિતકારજી. ધન્ય. ૧૩
સુખે સધાવો ઘરે બેનડી, તજીને મુજનો ખ્યાલજી;
વચન સુણી વીરભાણના, ગઈ નિજ ગેહે તે બાળજી. ધન્ય. ૧૪
વીરભાણ રહ્યો તે સ્થાનકે, વાસો છે ભયંકારજી;
કાયા કમ કમે કાયરતણી, વિષમ દીસે છે આકારજી. ધન્ય. ૧૫
પંચ પરમેષ્ઠીને ધ્યાવતો, શ્રદ્ધાવંત કુમારજી;
ધ્યાન ઉજવળ છે તેહનું, ચાર શરણ આધારજી. ધન્ય. ૧૬
એમ કરતાં રજની ગઈ, જુગલ જામજે વારજી;
દારૂણ નાદ ત્યારે થતો, સુણતા પ્રાણ હરનારજી. ધન્ય. ૧૭
આવે રૂપ કરી બીહામણું, વીરભાણ વસ્યો જે સ્થાનજી;
ભયંકર નાદે તે ત્રાડતો, ભીરૂને કરવા બેભાનજી. ધન્ય. ૧૮
તેતાલીશમી ઢાળે થયો, ઉપસર્ગ તે દુઃખદાયજી;
આંબાજી કહે વીરભાણને, વિતક કર્મે થાયજી. ધન્ય ૧૯



છંદ તોટક.

જિન દેવ દયાલ કૃપા કરજો, મુજ દુઃખ વિભુ સઘળાં હરજો;
દીન કિંકર હું કરૂણા કરરે, ભમીયો ભવમા કમળાગરરે. ૧
મુજ દોષ અનંત ન જાય કહ્યા, ગત યોગતમાં બહુ જન્મ થયા;
ભવ બંધન અંધજ મુજ મતિ, મમ આ દીલડે વસી પાપરતી. ૨
અવતાર અનંત ગયા પટમાં, પ્રભુ સંગ ઉમંગ નહિ ઘટમાં,
જન દીન તણા દુઃખદાહ હરા, ભવ તારક વારક જન્મ જરા. ૩
નથી લેશ વૃત્તિ મુજની વિત્તમાં, પ્રભુ રૂપ અરૂપ ધરૂં ચિત્તમાં;
મમ જન્મજરા દીનનાથ હરો, જિનદેવ હવે સુખ શાંતિકરો. ૪

## ઢાળ ૪૪ મી.

(રાગ—દેશ મનોહર માળવો.)

જક્ષ આવ્યો મોગર લાયને, હણવા તેણી વાર લાલરે;
રૂપ ધરી તે પીશાચનું, કરતો ક્રોધ અપાર લાલરે.
કુંવર ધ્યાવે જીનરાજને. એ ટેક ૧
હાંક મારીને ડરાવતો, ધરણી ધ્રુજાવતો પાય લાલરે;
કોપ કરી કહે પાપીયો, વીરભાણ પાસે આય લાલરે. કુંવર. ૨
ડરતો નથી તું તો મુંજથી, પહોંચાડું જમગેહ લાલરે;
એમ કહી ક્રોધે ધમ ધમ્યો, હણવા ધાયો તેહ લાલરે. કું૦ ૩

વિષમ વેળા જાણી કરી, ધરે તે શુકલ ધ્યાન લાલરે;
શરણું હોજ્યોરે મુને આપનું, જીનવર શ્રીભગવાન લાલરે. કું.૪
કાળ અનંત સંસારમાં, ભટકયો વારંવાર લાલરે;
અજ્ઞપણે નવિ ઓળખ્યા, ભવદુઃખ ભંજનહાર લાલરે. કું. ૫
મોહની છાકે છકી રહ્યો, જ્ઞાન વિના થયો અંધ લાલરે;
પરધર્મ પ્રભુ આપનો, તજી કર્યા કુડા ધંધ લાલરે. કું. ૬
કુગુરૂ બોધે ન પામીયો, જીનવર ધર્મ પ્રધાન લાલરે;
નિર્વાણ પંથ હારી ગયો, કર્મે ભમ્યો તજી ભાન લાલરે. કું. ૭
આપ આધારે પ્રભુ આજતો, થશે કષ્ટ નિસ્તાર લાલરે;
અનેક જીવ દુઃખ ઉદ્ધર્યા, પ્રભુ નામ આંધાર લાલરે. કું. ૮
એમ કહી અણસણ કર્યો, સાગારી તેહ સંથાર લાલરે;
શીયળ વ્રત દ્રઢ તેહનું, ગુણ અનેક ધરનાર લાલરે. કું. ૯

છંદ શિખરિણી.

ધરી શાન્તિ તિહાં, તન મન ગતિ સ્થિર કરતો,
અતિ પ્રીતિવાળુ, જિનવર તણું ધ્યાન ધરતો;
ગયો ભૂલી ધ્યાને, નિજ વપુ તણી સ્થિતિ સઘળી,
થતાં તેવી વૃત્તિ, અનહદ દુઃખો જાયજ ટળી.   ૨૪



ધ્યાન અનુપ અરિહંતનું, સર્વ સુખનું નિધાન લાલરે;
હસ્તો સજ્જડ થયા જક્ષના, વ્યંતર ભૂલ્યોછે ભાન લાલરે. કુ.૧૦

સ્થંભ સમા પાય સ્થંભી રહ્યા, મોગર હાથે જડાઇ લાલરે.
વ્યથા પામ્યો જક્ષ પાપીયો, ગળીગઇ તેની બડાઇ લાલરે કું. ૧૧
આજીજી કરી કહે તેહને, છોડો મુજને ભાઇ લાલરે;
પુર્ણ સંકટ આજ પામીયો, વ્યથા અંગોઅંગ થાય લાલરે. કું. ૧૨
કુંવર કહે તે જક્ષને, છુટીશ નહીં તું આજ લાલરે;
ક્રૂર-કર્મી થયો તું ખરો. હણતાં જંતુ નહિલાજ લાલરે. કું. ૧૩

છંદ શિખરિણી.

હજારો પ્રાણીના, નિરદયપણે પ્રાણ હરિયા,
કરી કાળા કર્મો, અગંણિત ગમે પાપ કરીયા;
જંશે પ્રાંતે હારી, નિજ દુરિતથી સર્વ સુખને,
અનંતા જન્મોમાં, અનહદ સહે પાપી દુઃખને. ૨૫

---

નિર્દોષી નર બહુ મારીયા, કરે સદા જીવ ઘાત લાલરે;
નિષ્ઠુર હૃદય તાહરૂં, કહું શી તાહરી વાત લાલરે કું. ૧૪
મનુષ્ય તણા અસ્થિ પુંજ તેં, કીધા હણી પર પ્રાણ લાલરે;
દુરિત કરી રાજી તું થયો, કીધી જગતની હાણ લાલરે. કું. ૧૫
દુઃખ દાવાનળ સંચીયા, કરી તે કામજ ક્રૂર લાલરે;
અધ પશ્ચાત કોઇ પ્રાણીને, હણે નહિં જો જરૂર લાલરે, કું. ૧૬
છૂટે તો બંધન તાહરા, નહિતર થશે બેહાલ લાલરે;
વ્યંતર કહે વીરભાણને, છોડો-છોડો દયાલ લાલરે. કું. ૧૭

નિશ્ચે ન હણું હવે કોઇને, રાખું પ્રાણસમ પ્યાર, લાલરે,
નવકાર કુંવર બોલતાં, છૂટયો જક્ષ તેણીવાર લાલરે. કું. ૧૮
પરહરી રૂપ પીશાચનું, પ્રગટ થયો ત્યાં દેવ લાલરે;
ઉદ્યોત કરી દશ દિશમાં, તિમિર હર્યું તત્ખેવ લાલરે. કું. ૧૯
કુંવર ચરણે તે લાગીયો, આણી અંતરથી પ્રેમ લાલરે;
પ્રશંસા કરી કહે તેહને, આપ રહો સદા ક્ષેમ લાલરે. કું. ૨૦
એમ કહી જક્ષ તે ક્ષણે, ગયો નિજ તણે ઠામ લાલરે;
જીનવર ધ્યાને કુમારની, પૂર્ણ થઈ મન હામ લાલરે.કું. ૨૧
ઢાળ કહી ચુંવાલીશમી, આંબાજીયે સુખકાર લાલરે;
જક્ષ સંકટથી ઉધર્યો, ધૈર્ય ધારણ કરનાર લાલરે. કું. ૨૨

### દોહરો.

ફળ્યા મનોરથ મનતણા, સીઝ્યાં વાંછીત કાજ;
જાણું પ્રતાપ જીનરાજનો, વાર્યો સંકટ આજ. ૧
પ્રાણધારી સહુ પ્રાણીને, ધર્મ સદા સુખદાય;
ત્રણ ભુવનની આપદા, ધર્મે દૂર પલાય. ૨
વિસુદ્ધ મતિ માને નહિં, ધર્મ કરણીની વાત;
પૂર્ણ પ્રતાપ જૈન ધર્મનો, જાણ્યો તે સાક્ષાત. ૩
એમ વિમાસી ચિત્તમાં, પામ્યો તે આલ્હાદ;
વ્યંતર ગયો સ્વસ્થાનકે, આપી વચન રસાલ. ૪



## ઢાળ ૪૫ મી.

---

( રાગ અરણીક મુનિવર )

નિર્ભય કીધીરે પ્રજાપુરની, પામી જીનવર જ્ઞાનજી;
અતિ ઉત્સાહીરે કુંવર અંતરે, રહીયો નિર્જન સ્થાનજી.
નિર્ભય કીધીરે પ્રજા પુરની. એ ટેક. ૧
ચિંતિત આશારે મારા મનતણી, થાશે તે પરિપુરજી;
એમ અવધારીરે સુતો તે ક્ષણે, ખટ્વાપર થઈ શૂરજી. નિ૦ ૨
હર્ષિત થાતારે અંતર તેહનું, વ્યાપી નિંદ્રા ત્યાંયજી;
પર ઉપકારીરે તે કુમારના, કર્મો છે દુઃખદાયજી. નિ૦ ૩
એક જામ રહીરે જ્યારે જામિની, ઉઘડી ઉજેણી પોળજી;
ઈંધિનકાજેરે કબાડી નિકળ્યા, ચાલી એકણુ ઓળજી. નિ૦ ૪
જક્ષાલય પંથેરે તેઓ આવીયા, દીઠો કુંવરને ત્યાંયજી;
વિણુ અપરાધેરે હણુવા તેહને, ધસ્યા ધરી મન હામજી. નિ૦ ૫
કુઠારપ્રહારેરે તેનો કીજીયે, દેહતણો તે અંતજી;
પ્રાણુ ગયેથીરે તેહના લીજીયે, વસ્ત્રાદિક ધરી ખંતજી. નિ૦ ૬
નિષ્ઠુર હૃદયનારે તેને જાણીયે, ક્રૂરકર્મી અજાણજી;
સ્વસ્વાર્થ કાજરે પરપ્રાણીના, લોપે અચાનક પ્રાણુજી. નિ૦ ૭
ઉપાંતિક આવીરે ફરશુ ઉગામી, કુંવરપર તે વારજી;
કોપ ન જાણેરે જંગલી લોકનો, નિંદ્રાગત કુમારજી. નિ૦ ૮

અતિ દુઃખચારીરે સ્થિતિ તેહની, ભમીયો ભૂતળ ઠામજી;
કર્મ નચાવેરે માનવ દેવને, તે પણ કર્મના કામજી. નિ૦ ૯
જગહિતકારીરે વીરભાણુને, કરતાં તે સંહારજી;
અવસર પામીરે એક બોલીયો, કબાડી શિરદારજી. નિ૦ ૧૦
દુષ્કૃત આવુંરે કેમ કીજીયે, પામી નર અવતારજી;
કર્મ અશુભેરે થયો ઇણ ભવે, પતિત કુળે સંચારજી. નિ૦ ૧૧
કરશો નહિંરે કદિ તેહને, કરશુ તણા પ્રહારજી;
નિષેધ્યા સહુનેરે હણુતા તેહને, દીલે દયા ધરનારજી. નિ૦ ૧૨
બંધન બાંધીરે કુપે નાખવા, કીધો છે પરિયાણુજી;
ખટ્વા સંગેરે લેઇ રાસડી, બાંધ્યો તે વીરભાણુજી. નિ૦ ૧૩
કુપ નિકટમાંરે એક ત્યાં કણે, પરઠવ્યો તે સ્થાનજી;
પડતાં વ્યથારે પુરણ પામીયો, ભૂલી જતાં દુઃખે ભાનજી. નિ૦૧૪
કર્મ અટારાંરે તેહ કુમારના, કીધો તેને નિરાધારજી;
પિસ્તાલીશમીરે ઢાળ તે કહી, આંબાજીયે અધિકારજી. નિ૦૧૫

દોહરા.

સગુણી સંકટ પામશે, જોજ્યો કરીને ખ્યાલ;
ચંદન સુગંધી ઝાડને, વેષ્ટીત હોવે વ્યાલ. ૧
રસદા મધુરી શેલડી, પીલે અખિલ સંસાર;
પણ પીલે નહિ એરડો, જાણી સર્વ અસાર. ૨
નિષ્ઠુર શબ્દ મુખ બોલતા, વાયસ ઘણા હિસંત;
તેને ન કોઇ પાંજરે, પુરે ધરી મન ખંત. ૩

મધુરી વાણી મુખની, સુણતા ઉપજે પ્યાર;
પોપટ પુર્યો પાંજરે; તે પણ કર્મ વ્યવહાર. ૪
પરોપકારી પ્રાણીયા, તેમ સહે છે દુઃખ;
આપદ સહી સમભાવથી, કરે જગતને સુખ. ૫
ઉજેણી પતિનો બંધવો, ગુણીયલ રાજકુમાર;
બહુ વિધ સંકટ પામીયો, કર્મ તણે અનુસાર. ૬

---

## ઢાળ ૪૬ મી.

---

(રાગ—રતનસી ગુરૂ ગુણ મીઠડારે).

ઉજેણીમાં વ્યવહારીયોરે, સાગર દત્ત છે નામ;
રિદ્ધ સિદ્ધિ ઘણી સંપદારે, સુખદા પામ્યો છે ધામ,
કર્મ કથા ભવી સાંભળોરે. એટેક ૧
દિન દિન પ્રત્યે પ્રભાતમાંરે, ધારતો વૃત્ત અનેક;
દિલ વસ્યું દયા દાનમાંરે, ધરી તે ધર્મની ટેક. કર્મ કથા.
રજની ગઇ રવિ ઉગીયોરે, ચાલ્યો દેહચિંતા કાજ;
દૂરે જાવે સદા પુરથીરે, મનમાં ધરીને લાજ. કર્મ કથા. ૩
દેહચિંતા નિવારી કરીરે, પાછો વળ્યો જેણીવાર;
નિર્જલ કુપતટે આવીયોરે, થયો જ્યાં કુંવર નિપાત. કર્મ૦ ૪

ગદ ગદ કંઠે બોલતોરે, નિંદતો પૂર્વના પાપ;
કર્મે કંઈ કહ્યું પામીયોરે, આ ભવમાં સંતાપ. કર્મ૦ ૫
કર્મ નચાવે સર્વ જીવનેરે, તજાવે જીવન સુખ;
અવસર વિના આવી નડેરે, રાય રંક પામે દુઃખ. કર્મ૦ ૬
અહો વિષમતા કર્મનીરે, કર્મ સમું નહિ કોય
ડહાપણ ન ચાલે કોઇનુરે, કર્મ કરે તેજ હોય. કર્મ૦ ૭
નિજ ધામ જાતાં તે સેઠજીએ, શબ્દ સુણ્યો તેણીવાર;
ચકીત થયું ચિત્ત તેહનુરે, જાણી આશ્ચર્યકાર. કર્મ૦ ૮
ઉંડા ગંભીર જે કૂપછેરે, દ્રષ્ટી ન પડે તે સ્થાન;
કુપ કાંઠે આવી સાંભળેરે, શ્રેષ્ઠી થઇ સાવધાન. કર્મ૦ ૯
ઉજેણી પતિ બંધુ તે થયોરે, દુઃખે પ્રાણ ધરનાર;
દોષ દીયે નિજ દૈવનેરે, ધર્મ તણો જાણી સાર. કર્મ ૧૦

## ઢાળ ૪૭ મી.

( રાગ—કુંથુજીન મનડું કિમહી ન બાજે ).

કર્મે કરી જીવ દુઃખઠારે પામે, રંક સમા થઇ રોવે;
ઉદે થાવે જબ અસાતા, સહાય કેની ન હોવે,
હો આતમ, કર્મગતિ દુઃખદાય;
કથને કહી નવિજાય, હો આતમ. એ ટેક.                    ૧

પાપ સેવી પૂર્વે તીવ્ર રસે બાંધ્યા, કર્મ અશુભ દુઃખકારી;
દેવ દાનવને માનવ સરખા, કર્મે ગયા સહુ હારી. હો. ૨
જૈન ધર્મ તણી દુગંચ્છા કરીને, જન્મ લીધો નીચ કુળે;
હરકેશી મુનિને કર્મે કરીને, નૃપ ધુયા દેખી ભુલે. હો. ૩
પાંડવ પાંચે વનવાસ ચાલ્યા, સંગે દ્રૌપદી નારી;
દીન થઇને પરઘરે ભમીયા, કર્મે સહ્યાં દુઃખ ભારી. હો. ૪
દશરથ નંદન સૂર્યવંશી રાજા, લક્ષ્મણ રામ બે ભાઈ;
સતી સીતાજી વનમાંરે વસીયા, વેળા પડી દુઃખ દાઇ. હો. ૫
જાદવપતિ પણ કર્મે કરીને, હિંમત ગયા તે હારી;
જલ જલ ઝંખતા જીવ ગયો છે, કર્મકૃતિ તે ન્યારી. હો. ૬
શોક્ય તણા જે પુત્રને હણીયો ઈર્ષા અતિ મન આણી;
સોમલ થઇ પૂર્વ વેરજ લીધું, એમ કહે પ્રભુ નાણી. હો. ૭
નેમ પ્રભુજીનો જુઠલ શ્રાવક, ધર્મે રહ્યો ટેક ધારી;
અગ્નિ પ્રજાળી કંથને બાળ્યો, નિષ્ઠુર થઇ નિજ નારી. હો. ૮
રાય પ્રદેશીને સુરીકંતા રાણી, થઇ તે વિશ્વાસઘાતી;
ધર્મી રાજા તે ઝેરથી મરીયો, કર્મતણી જુઓ કાતી. હો. ૯
ખટખંડ સાહેબ બ્રહ્મદત્ત રાજા, ચક્રી થયો બળવંત;
કર્મે ગયો તે સાતમી નરકે, કષ્ટ પામ્યો છે અનંત. હો. ૧૦
સનતકુમાર નામે ચોથો ચક્રી, રૂપ અનુંપમ જેનું;
પીડીત થયું પૂર્ણ રોગે કરીને, કર્મવડે ગાત્ર તેનું. હો. ૧૧
નળરાજાને હતી દમયંતી રાણી, કર્મે થયા વનવાસી;
રજની અંધારીમાં વને તજીને, પીયુ ગયો તેનો નાશી. હો. ૧૨

ભાનુમતિ સતીનો જિનદત્ત પ્રતિ, કર્મે વહી શિરસુલી;
સતી સંતોષે દુખડારે સહીયાં, કર્મે ગયા ભાન ભૂલી. હો. ૧૩
એવા એવા કેઇ દુઃખડાંરે પામ્યા, કર્મે કરી નર નારી;
મુજ સરીખાની ગણના શી કીજે, આપદ નહીં અણુધારી. ૧૪
સંવત ઓગણી અડસઠ સાલે, કર્મતણી જોડી કહાણી;
આંબાજીમુનિ કહે કર્મે કરીને, ચૌગતિ ભમીયા પ્રાણી. હો. ૧૫

દોહરા.

વિષમ કૂપ વિલોકતાં, દિસે ઘોર અંધાર;
રવિ કીરણનો ત્યાંકણે, હોવે નહીં પ્રચાર. ૧
દુઃખ દર્શક તે સ્થાનકે, રહ્યો રાજકુમાર;
કીધો ઉહાપો અંતરે, નિંદી કર્મ વિસ્તાર. ૨
કુંવર કથન શ્રવણે સુણી, કરતો તેહ વિચાર;
સજ્જન સંકટ પામીયો, આ કૂપતણી મોઝાર. ૩

---

છંદ શિખરિણી.

સુણી તેની વાણી, રસબસ થયા શ્રેષ્ઠી મનમાં,
અહો કો આ કૂપે, સુજન પડિયો તે વિઘ્નમાં;
ખરો તત્ત્વજ્ઞાતા, વિધિ કુટિલતા સત્ય પરખે,
વિમાસીને ચિત્તે, ગહન કૂપમાં તુર્ત નિરખે. ૨૧

---

## ઢાળ ૪૮ મી.

---

(રાગ-રતનસી ગુરૂ ગુણ મીઠડા.)

સ્થિતિ વિલોકી વીરભાણુનીરે, શ્રેષ્ઠી થયો ઉજમાળ;
કર્મ કથા ભવી સાંભળોરે, એ ટેક. ૧
તત્ક્ષણે નાખી ત્યાં પાઘડીરે, કાઢવા કુપથી બહાર;
બટ્વા સંગે તેને આંટવીરે, ખેંચી લીધે તેણી વાર. કર્મ. ૨
બંધન ત્રોડયા સર્વ અંગથીરે, આણી અધિકો પ્યાર;
સ્વધામ તેડી ગયો તેહનેરે, ગણી ભ્રાતા અનુહાર. કર્મ. ૩
મીષ્ટ ભોજન કરાવીયારે, બેસાડી નિજને લાર;
વિતક વૃત્તાંત તે પૂછીયુંરે, કુંવરે કહ્યો તે સાર. કર્મ. ૪
ગુપ્ત રાખી ભ્રાત વાતડીરે, જાણી મામીંક મિષ;
શ્રેષ્ઠી જાણે નહિ ભ્રાત તેહનોરે, થયો જે ઉજેણી ઇશ. કર્મ. ૫
મીજમાની કરે કુમારનીરે, રાખી અંતરથી રાગ;
સ્વધર્મી તણા તે સંગથીરે, પ્રગટે પૂર્ણ સરાગ. કર્મ. ૬
અત્યાગ્રહે તેને રોકીયોરે, સુખે રહે વીરભાણુ;
ગોષ્ઠી કરે બેહુ જ્ઞાનનીરે, જીવાજીવ તત્વ જાણ. કર્મ. ૭
આજ કૃતારથ માહરોરે, જન્મ થયો સુખકાર;
ધન્ય ધાન્ય ઋદ્ધિ સંપજેરે, મળે મનોહર નાર. કર્મ. ૮
તુમ સમા નર વિરલારે, પુણ્યે મળે કોઇ ઠામ;
આવી મળ્યા આજ મુજનેરે, તમે છો સદગુણ ધામ. કર્મ. ૯

શેઠ કહે અનુગ્રહ કરીરે, પધારો દુકાન દ્વાર;
ખ્યાલ નિરખો તુમે ખંતથીરે, પેખો પુરનો વિસ્તાર. કર્મ. ૧૦
જોઈ જીજ્ઞાસા તે શ્રેષ્ઠીનીરે, વીરભાણુ ગયો તે સંગ;
સન્માન કરે ત્યાં સેવકોરે, આણી અંતર ઉચ્છરંગ. કર્મ. ૧૧
અમુલ વસ્ત્રો આસનપરેરે, બીછાવી આપે ત્યાંય;
શેઠ સંગે બેઠો સુખથીરે, કુંવર મન ઉલ્લસાય. કર્મ. ૧૨
કુંવર તણા પ્રતાપથીરે, ગ્રાહક ચિત્ત ખેંચાય;
મણિ માણેક મોતિ ઘણારે, દિન દિન પ્રત્યે વેચાય. કર્મ. ૧૩
સંપતિ બહુ ત્યાં સંપજેરે, કુંવર પુણ્ય પ્રતાપ;
અંતિકના વ્યવહારીયારે, મનમાં પામ્યા સંતાપ. કર્મ. ૧૪
કેશર શેઠ છે પાપીયોરે, વ્યવહારીયો શિરદાર;
ઇર્ષા આણી કુંવર ઉપરેરે, નીચ વૃત્તી કરનાર. કર્મ ૧૫
વ્યવહારીયા કરી એકઠારે, કીધો મહા ક્રૂર વિચાર;
અલ્પ સ્વારથ કારણેરે, પરના પ્રાણ હરનાર. કર્મ. ૧૬
ધન લોભી જગ જાણીયેરે, કરે કાળા કેઇ કામ;
કષ્ટ આપે પર જીવનેરે, થઇને પોતે હરામ. કર્મ. ૧૭
વિદેશી આવ્યો દૂર દેશથીરે, કામણગારો છે તેહ;
ગ્રાહક સર્વે ત્યાં જાયછેરે, ક્રય કરવાને તેહ. કર્મ. ૧૮
કોઇ ઉપાયે કરી એહનેરે, હણવા કીજે પ્રયાસ;
તજાવીયે જીવન તેહનુંરે, સફળ થાશે તો આશ. કર્મ. ૧૯

મંત્ર તંત્ર તણી વિધિયેરે, જડીબૂટી તણે ઉપાય;
વિષ શસ્ત્રાદિ પ્રયોગથીરે, દાવ શોધે સહુ ત્યાંય. કર્મ ૨૦

બહુ વિધ યત્નો તે કરેરે, ફાવે નહિં જરી દાવ;
મિત્રાચારી કીધી તેહશુંરે, પ્રગટી માયાવી ભાવ. કર્મ ૨૧

વીરભાણુને મન ભાવતારે, મિત્રો થયા જેણી વાર;
વિદેશ જવા કરી વાતડીરે, થયા તે સર્વ તૈયાર. કર્મ. ૨૨

અનુજ્ઞા લેવા નિજ શેઠનીરે, વીરભાણુ ગયો તે પાસ;
પાયે લાગી એમ વિનવેરે, પ્રગટ કરી સ્વ આશ. કર્મ. ૨૩

અનુમતિ ઘો મુને શેઠજીરે, પરદેશ જવા આવાર;
મુજ દૈવ દીપાવવા કારણેરે, પ્રગટચો મન વિચાર. કર્મ. ૨૪

કથન સુણી તે દંપતીરે, ઉદ્વેગ પામ્યા તે વાર;
વળતું બહુ બહુ વિનવેરે, ગુણીયલ જાણી કુમાર. કર્મ. ૨૫

તુમે અમ અંતર આતમારે, તુમે છો હૈડાના હાર;
રહો રહો ઘર આપણેરે, પૂર્ણ ધરી મન પ્યાર. કર્મ. ૨૬

મુજ પુણ્યે આપ આવીયારે, આ ગેહ તણે તો દ્વાર;
તુમ દૈવ દીસેછે દીપતારે, ફુટ પ્રગટ વ્યવહાર. કર્મ. ૨૭

આપ પસાયે હું પામીયોરે, વિત્ત કરતા વેપાર;
કુંવર કહે પરદેશમાંરે, છે જવા નિશ્ચે વિચાર. કર્મ. ૨૮
વાણીયે ન ઝાઝું શેઠજીરે, અંતર પડે નિરધાર;
મન જાણી નિશ્ચે તેહનુંરે, ચિંતાળુ થયા નરનાર. કર્મ. ૨૯

પુનરાગમન આશાથીરે, અનુજ્ઞા આપે સુજાણ;
જવા દેશાવર કારણેરે, ભરાવ્યા નાવે કરીયાણ. કર્મ. ૩૦
વીરભાણ ત્યાંથી ચાલીયોરે, કેશર વણિક સંગાથ;
સાગરદત્ત કુમારનેરે, કહે ગ્રહી તસ હાથ,
વ્હાલા વેલાસર આવજોરે. એ ટેક. ૩૧
કલ્પવૃક્ષ તણું પાનડુંરે, પવને ઉડી જ્યાં જાય;
તે પર્ણ પડે જે ભૂમિકારે, ત્યાં શીતળતા છવાય. વ્હાલા. ૩૨
તુમે પ્રતાપી તે દ્રુમ પેરેરે, કરો છો વાંછીત કાજ;
વિદેશ પંથે આપ ચાલીયારે, મુજને તજીને આપ. વ્હાલા. ૩૩
કુંવર સંતોષે શેઠનેરે, કહી વચનો મધુરં;
ઉપકારી જાણી આપનેરે, વિસારૂં નહિ હું ઉરં. વ્હાલા. ૩૪
પંચ પરમેષ્ઠી ધ્યાયનેરે, ત્રણ તત્વે રાખી તાન;
પૂર્ણ કરે ઇચ્છા માહરીરે, જીનેંદ્ર શ્રીભગવાન. વ્હાલા. ૩૫
એમ કહી ત્યાંથી આવીયોરે, જલધિ તણે તે તીર;
નાવ હતાં જ્યાં જુલતાંરે, આરૂઢ થયો સધીર. વ્હાલા. ૩૬
નાવ ચાલ્યા જલ વાટડીરે, તે તટ મૂકી જે વાર;
શ્રેષ્ઠી ગયો સ્વ મંદિરેરે, થતો સુખે દીનાકાર. વ્હાલા. ૩૭
વહાણ ગયા મહા સાગરેરે, જ્યાં ઉંડું ઉદધિ નીર;
સંગે કેશર વ્યવહારીયોરે, માયાવી દીલ ગંભીર. વ્હાલા. ૩૮
નિજ સંગાતી કીધા એકઠારે, જણાવે અંતર વાત;
ધન માલ સર્વે રાખીયેરે, કરી કુંવરની ઘાત. વ્હાલા. ૩૯

દીર્ઘદર્શી કહે તેહનેરે, છે વિપરીત તે ઉપાય;
તેના પુણ્ય પ્રતાપે ધનનીરે, ઘણેરી થશે કમાઇ. વ્હાલા. ૪૦
પૂર્ણ રાખો તેથી પ્રીતડીરે, સાધવા સંપત સાર;
વળતી વાટે તેને નાખશુંરે, કરીને હાંસીક ખ્યાર. વ્હાલા. ૪૧
કીજે કાર્ય વિચારી તેહનુંરે, આણી અંતર વિનોદ;
તજો તે માટે તેહનીરે, આજ તમે ખણખોદ. વ્હાલા. ૪૨
એમ કહીને નિવારીયોરે, થતાં તે કર્મ ચંડાળ;
કુંવર ન જાણે પ્રપંચનેરે, માયાવી કેશરખ્યાલ. વ્હાલા. ૪૩
વારિધિમાં નાવ ચાલતાંરે, દિન ઘણા વિતિ જાય;
બહુ જોજન અવગાહતાંરે, પુરદષ્ટિગત થાય. વ્હાલા. ૪૪

દોહરા.

સુંદર મંદિર માળીયા, રચના વિવિધ પ્રકાર;
રમણીકતા તે શહેરની, જોતાં વિસ્મયકાર. ૧
ધન્ય ધાન્ય ઋદ્ધિ ઘણી, સુખીયા સહુ નરનાર;
નગર અનુપમ પેખીયું, અલકાપુર અનુહાર. ૨





## ઢાળ ૪૯ મી.

---

( રાગ-હું તુજ આગળ શી કહું કનૈયા.. )

કાંતિપુર નામ તેહનુંરે લાલ,
જનમન રંજનહારરે શોભાગીલાલ;
નયને નિહાળે વ્યવહારીયારે લાલ,
પ્રગટ થયો મન પ્યારરે શોભાગીલાલ;
પુણ્ય પ્રગટયાં વીરભાણુનારે લાલ.        એ ટેક. ૧

હર્ષીત થતાં એમ આવીયારે લાલ,
નાવ બંદર છે તામરે શોભાગીલાલ;
સર્વે મળી તિહાં એકઠારે લાલ;
ઉતારે દ્રવ્યો તમામરે.        શોભાગીલાલ પુણ્ય. ૨

કાંતિપુરમાં આવી કરીરે લાલ,
ચલાવ્યો ત્યાં વેપારરે શોભાગીલાલ;
રહ્યા પરસ્પર સંપથીરે લાલ,
રાખી કુંવરથી પ્યારરે.        શોભાગી. પુણ્ય. ૩

વીરભાણુ પુણ્ય પ્રતાપથીરે લાલ,
ગ્રાહક આવે બહુ ઠામરે શોભાગીલાલ;
કરતાં વિક્રય માલનોરે લાલ,
રેળવે બહોળા દામરે.        શોભાગી. પુણ્ય. ૪

વિપુલ બુદ્ધિ છે કુમારનીરે લાલ,
જનમન રંજનહારરેં શોભાગીલાલ;
પદ પદ સંપદ સંપજેરે લાલ,
મળતાં રહેં નર નારરે. શોભાગી. પુણ્ય. ૫

છે દીલ દીલાવર તેહનુંરે લાલ,
અઢળક દીયે દાનરે શોભાગીલાલ;
પ્રૌઢ વૃત્તિ પરહિતમાંરે લાલ,
ધર્મે રાખે અભિમાનરે. શોભાગી. પુણ્ય. ૬

એવા ગુણે કરી શોભતોરે લાલ,
પાળે શ્રાવક આચારરે શોભાગીલાલ;
આવશ્યક વૃત આરાધતોરે લાલ,
જાણી ધર્મ તણો સારરે. શોભાગી. પુણ્ય. ૭

---

છંદ શિખરણી.

પરાઇ પીડાને, તન ધન વડે દૂર કરતો,
ધરી નીતિ રીતિ, જિનવર તણું ધ્યાન ધરતો;
ગજાવ્યું કીર્તિએ, સકલ પુરને દાન ગુણથી,
હરિ લીધાં ચિત્તો, જગતજનના નિજ ગુણથી. ૨૮

---



ઈર્ષા કરે કેશર તેહનીરે લાલ,
જાણી કુંવર ઉદારરે શોભાગીલાલ;
દાન પુન્યે દ્રવ્ય ક્ષય કરેરે લાલ,
આપે થઈ શિરદારરે.          શોભાગી. પુણ્ય. ૮

વિષ શસ્ત્રાદિ પ્રયોગથીરે લાલ,
કીજીયે તેહનો સંહારરે શોભાગીલાલ;
સુજ્ઞ શ્રેષ્ટી કહે તહનેરે લાલ,
તજો તે દુષ્ટ વિચારરે.          શોભાગી. પુણ્ય. ૯

તાસ પ્રતાપથી પામીયારે લાલ,
જશ કીર્તિ તેમ વિત્તરે શોભાગીલાલ;
તેપર પરૂષા કેમ કીજીયેરે લાલ;
રાખો સદા તેથી પ્રીતરે.          શોભાગી. પુણ્ય. ૧૦

અસ્તિ ખીરાપાદ પ્રહારથીરે લાલ;
કદિ ફુટે જો ઠામરે શોભાગીલાલ,
સઘળું સહન તે કીજીયેરે લાલ,
પૂર્ણ રાખી મન હામરે.          શોભાગી. પુણ્ય. ૧૧

અર્થ સાધી નિશ્ચે મારશુંરે લાલ,
લઈ અનુકુળ દાયરે શોભાગીલાલ;
એમસમજાવી નિવારીયોરે લાલ,
કેશર શેઠને ત્યાંયરે.          શોભાગી. પુણ્ય. ૧૨

મીષ્ટ વાણી મુખે બોલતારે લાલ,
દિસે ઘણા નિલકંઠરે શોભાગીલાલ;
પ્રાણ હરે છે પન્નગનારે લાલ,
દીલે થઈ મહા ધીઠરે. શોભાગી. પુણ્ય. ૧૩

તે સારીખા મુખથી વદેરે લાલ,
મધુર અતિશે વાણરે શોભાગીલાલ;
પણ વૃત્તિ દુષ્ટ છે તેહનીરે લાલ;
માયાવી હરે પર પ્રાણરે. શોભાગી. પુણ્ય. ૧૪

એહવા દુર્જનના સંગથીરે લાલ,
હોશે કુંવરને કષ્ટરે શોભાગીલાલ;
મધ્ય સુખાબ્ધિમાં તેહનારે લાલ,
કરશે મનોરથ નષ્ટરે. શોભાગી. પુણ્ય. ૧૫

કુંવર તણે વંચને કરીરે લાલ,
આધીન થયા છે લોકરે શોભાગીલાલ;
કીર્તિ કમળા તેને વરીરે લાલ.
કહે પુરીજન થોકરે. શોભાગી. પુણ્ય. ૧૬

ગુણ સ્તવે વીરભાણનારે લાલ,
જાંણી કુંવરને શ્રેષ્ટરે શોભાગીલાલ;
દીલે દાઝે છે અતિ ઘણોરે લાલ,
દુર્બુદ્ધિ કેશર શેઠરે. શોભાગી. પુણ્ય. ૧૭

કાંતિપુર તણો ભૂપતિરે લાલ,
કનકસેન છે નામરે શોભાગીલાલ;
પૂર્ણ કરે છે પ્રજા તણીરે લાલ,
ઇચ્છીત અંતર હામરે.          શોભાગી. પુણ્ય. ૧૮

છે ચિત્રસેના પટરાણીરે લાલ,
સર્વ અંગે સરૂપાળરે શોભાગીલાલ;
તાસ કુંવરી છે શોભતીરે લાલ,
કાયા અતિ સુકુમાળરે.          શોભાગી. પુણ્ય. ૧૯

પૂર્ણેંદુ સમી દ્યુતિ દીપતીરે લાલ,
વદન એવું વિશાળરે શોભાગીલાલ;
નમણુ નાસીકા પેખતાંરે લાલ,
આવે કીરચંચુ ખ્યાલરે          શોભાગી. પુણ્ય. ૨૦

તીલકસુંદરી નામે કરીરે લાલ,
છે રાજકન્યા ગુણવંતરે શોભાગીલાલ;
વિદ્યાવિનોદે બહુ ભણીરે લાલ,
અંતર ધરી ઉછરંગરે.          શોભાગી. પુણ્ય. ૨૧

દેવ કન્યા સમ દીપતીરે લાલ,
જીતે પુરંદર નારરે શોભાગી;
યૌવન પામી સોહામણુંરે લાલ,
તાસ કહું અધિકારરે.          શોભાગી. પુણ્ય. ૨૨

પુરીજન મુખેથી સાંભળ્યારે લાલ,
કુંવર તણા ગુણ ગ્રામરે શોભાગીલાલ;
વિદેશી આવ્યો વ્યવહારીયોરે લાલ,
રૂપ ગુણનો છે ધામરે. શોભાગી. પુણ્ય. ૨૩
અદ્ભુત કાંતિ છે તેહનીરે લાલ,
કળા બુદ્ધિનો છે ગેહરે શોભાગીલાલ;
ખ્યાતિ સુણી એવી તેહનીરે લાલ,
હર્ષીત થઈ છું તેહરે. શોભાગી. પુણ્ય. ૨૪
કુંવર વિદેશીને પેખવારે લાલ,
કુંવરી અંગે અકળાયરે શોભાગીલાલ;
ચકોર શશી પ્રત્યે જાણીયેરે લાલ,
ચિત્ત પ્રીતે ખેંચાયરે. શોભાગી. પુણ્ય. ૨૫
ચેટીકાને કહે કુંવરીરે લાલ,
દીલ જાણીને ગંભીરરે શોભાગીલાલ;
કોણ વિદેશથી આવીયોરે લાલ,
વ્યવહારીઓ સધીરરે. શોભાગી. પુણ્ય. ૨૬
વળતું કહે કુંવરી પ્રત્યેરે લાલ,
જણાવી અંતર ભાવરે શોભાગીલાલ;
નિરખાવું એની તે તુજનેરે લાલ,
લઇ અનુકુળ દાવરે. શોભાગી. પુણ્ય. ૨૭

અંતઃપુરે રહેતી થકીરે લાલ,
દાસી કુંવરી સંગાથરે શોભાગીલાલ;
પ્રતિક્ષણે અવલોકતીરે લાલ,
હર્ષ ધરી મન સાથરે.        શોભાગી, પુણ્ય. ૨૮

દોહરા.

નૃપ સૂતાનું ચિત્ત તે, વ્યાકુળ અતિશે થાય;
ભુવન જાળીથી પેખતી, મોહ દશા મન લાય. ૧
મયૂર ધ્યાવે મેઘને, કરી કેકારવ શોર;
કોકીલ ચાહે ચિત્તમાં, આમ્ર ઘટા ઘનઘોર. ૨
તનુજા તેમજ રાયની, પડી મોહને પાશ;
વિદેશી પુરૂષ પેખવા, અધિક ધરે મન આશ. ૩

ઢાળ ૫૦ મી.

( રાગ—કુંથુજીન મનડું કિમહી ન બાજે. )

ક્રય વિક્રય વ્યવહારને કાજે, કુંવર જાવે નૃપ પાસે;
માધુર્ય ભરી તેની સુણતા વાણી, ચિત્ત ચિંતા સવિ નાશે.
હો ભવીજન વીરભાણ કુંવર બડભાગી, પુણ્ય દશા તેની જાગી;
હો ભવીજન. એ ટેક. ૧

વાક્ય ચાતુરીની અદ્દભુત રચના, સભાજનોને તે ભાવે;
પ્રગટપણે તેના પુણ્યજ પરખી, રાજા પ્રજા ગુણ ગાવે.
હો ભવીજન. ૨

વિદેશી કુંવરનો વ્યવહાર જાણી, નૃપ અતિ લલચાયો;
રતિ પતિ સમ નરનેરે નિરખી, મહીપતિ હુલસાયો.
હો ભવીજન. ૩

પ્રજાપ્રતિ તે કહે કુંવરને, વાણી અતિ સુખકારી;
દિન દિન પ્રત્યે આપ પધારો, આ સભા તણી મોઝારી.
હો ભવીજન. ૪

ભ્રમર સંગે જેમ કમળ વન શોભે, સર શોભે હંસરાજે;
શશી વડે જેમ રજની વિરાજે, તુમ થકી સભા છાજે.
હો ભવીજન. ૫

પુણ્ય પ્રતાપીરે જન જે જે હોવે, જગ સકલ તેણે સોહે;
જન મન રંજન દર્શને હોવે, તુમ દિદારે મન મોહે.
હો ભવીજન. ૬

વળતું કુંવરજી એણીપરે બોલે, મુજમાં નહિ તેવું કાંયે;
અછતી ઉપમા આપીએ મુજને, ગુણીજનના ગુણ ગાયે.
હો ભવીજન. ૭

આપ સમીપે આવવારે મુજને, અગવડ નહિ કાંઇ આવે,
કોમળ વચને તે ભૂપ સંતોષી, કુંવર સભા માંહી જાવે.
હો ભવીજન. ૮

અન્યદા સભા તણી સીડી ચડતા, કુંવર ચાલે ગજ ગતિયે;
ચપલા સહચરી કુંવરીરે કેરી, વિલોકતી શુભ મતિયે.
હો ભવીજન. ૯

રૂપ અનુપમ કુંવરનું નિરખી, દાસી દીલમાં હરખી;
તીલકસુંદરીને કહે તે ચોંપે, તત્ક્ષણ લ્યો આ પરખી.
હો ભવીજન. ૧૦

હસ્ત લંબાવી તે મેડી દેખાવે, કુંવર પુરંદર રૂપે;
છે મનહર મૂર્તિ મોહનગારી, અદ્દભુત અંગ સ્વરૂપે.
હો ભવીજન. ૧૧

છંદ શિખરિણી.

અતિ દીપે કાયા, કનક સમ કાંતિ ઝળહળે,
કરે ઝાંખા તેજે, શશી રવિ સદા જે ટળવળે;
વિલોકી નેત્રોથી, નરવર ઉભો તેહ પરખો,
સખી શાણી જ્યોજો, અનુપમરૂપે આપ સરખો.　　૨૯

---

અનંગ સમ અંગ નરનું નિરખી, કુંવરી ઉલટ આણી;
અખિલ વિભુની પ્રાર્થના કીધી, નૃપપુત્રી છે શાણી.
હો ભવીજન. ૧૨

તેહ પતિ મળે આ ભવે મુજને, ચિંતત મનોરથ સીઝે;
મનથી માન્યો મેં એહજ પ્રીતમ, સખી માતુને તે કીજે.
હો ભવીજન. ૧૩

અવર નરને હું કહિ ન ઈચ્છું, હોય જો સુર અવતારી;
તેહ સંગે વ્યાહ કરે તો વરવું, નહિ તો રહું કુંવારી.
હો ભવીજન. ૧૪

સહચરી ચાલી ત્યાંથીરે ચોંપે, રાણીને કહે વૃત્તાંત;
કુંવરી કથિત વાત તે સુણતી, તનમન ધરી ખંત.
હો ભવીજન. ૧૫

નિજ તનુજાની ઈચ્છારે જાણી, રાણી અતિ હુલસાણી;
ભૂપતિ પાસે તે રાણીજી ભાખે, રૂપે ગુણે જે છે ખાણી.
હો ભવીજન. ૧૬

સ્વયમેવ નિરખી કુંવરી હરખી, તેહ પતિને દીજે;
સરખા સરખી જોડી જો હોશે, મનના મનોરથ સીઝે.
હો ભવીજન. ૧૭

યૌવનવંતી છે કુંવરીરે પ્યારી, મુજ મનડું દેખી હિસે;
ઘડીયા લગ્ન લીજે હો રાજન, સૂતા સ્વયંવર ઇચ્છે.
હો ભવીજન. ૧૮

નૃપે પ્રિયા તણા વચન સુણીને, તુર્ત કરી તૈયારી;
રત્ન જડીત્ર શ્રીફળ લઇ સભાયે, આવ્યો ઉલટ અંગે ધારી.
હો ભવીજન. ૧૯

પરિષદા પૂરણ ભરી તિંહા રાજા, વીર ભાણને તેડાવે;
પુણ્ય પ્રતાપી કુંવરને નિરખી, નૃપતિ તસ ગુણ ગાવે.
હો ભવીજન. ૨૦

શ્રીફળ સંગે નૃપ અંગજા અર્પે, પ્રવર નર તે જાણી;
વળતું કહે કુંવર મતિવંતો, આશ્ચર્ય મનમાં આણી.
હો ભવીજન. ૨૧

જાત ભાત જોયા વિણ મુજને, કન્યા દીયો કેમ આપી;
હું વિદેશી વ્યાપાર કાજ આવ્યો, મુજ સ્થિતિ ન તપાસી.
હો ભવીજન. ૨૨

ક્ષિતિપતિ તે વળતું રે બોલે, પૂછ્યા તણું શું કાજ;
પ્રવર પુરૂષ તે રહે કેમ છાના, ફળ્યા મનોરથ આજ.
હો ભવીજન. ૨૩

નૃપ નિદેશે મંડપ ત્યાં રચીયો, લીલમ હીરા ઝળકાવી;
દેશી વિદેશી જોવારે મળીયા, હર્ષીત થાય ત્યાં આવી.
હો ભવીજન. ૨૪

પૂર્ણ રીતે નિજ પુર શણગાર્યું, ઉજેણી કીધી ઠામો ઠામે;
સર્વ સ્વજન સંગે મળી ઉમંગે, વ્યાહ રચ્યો મન હામે.
હો ભવીજન. ૨૫

વિવિધ વિવાહિત વિધયે કીધું, લગ્ન તણું શુભ કામ;
નિજ તનુજાને નૃપે બહુ દીધા, હેતે અમુલા જે દામ.
હો ભવીજન. ૨૬

પ્રજાપતિ તેમ પ્રજારે નિરખે, સકલ તજીને તંત;
પુલકિત વદને જયજય બોલે, દંપતિ રહો નચિંત.
હો ભવીજન. ૨૬

કુંવરી જામાતને પ્રાસાદ અર્પે, શયન કાજે સુખકારી;
પતિ પત્ની તે હર્ષ ધરી અંગે, આવ્યા મહેલ મોઝારી.
હો ભવીજન. ૨૮

સર્વ નિશા ત્યાં સુખે વ્યતિક્રમે, પત્ની પૂછે વૃતાંત;
વિસ્તારી કહે સ્વવિતકની વાતો, પ્રિયા પાસે અથ અંત.
હો ભવીજન. ૨૯

સ્વપતિ તણા સર્વ સંકટ સુણી, દીલગીર થઇ તે અંગે;
મનહર મહેલમાં વાસ કરીને, દંપતી રહ્યાં રંગે ચંગે.
હો ભવીજન. ૩૦

રૂક્ષમણી સમી સતી તે તીલકસુંદરી, જનમન વિસ્મયકારી;
તાસ પતિ પણ તેમજ જોતાં, દિસે છે સુર અવતારી.
હો ભવીજન. ૩૧

જોડી સદાએ અભંગજ રહેજ્યો, સર્વ ઇચ્છે પ્રભુ પાસે;
બીલખારે ગામ ચોમાસુ રહીને, ઢાળ જોડી આસોમાસે;
હો ભવીજન. ૩૨

શ્રી દેવસીરવામી ગુરૂ પ્રતાપે, આંબાજી કહે છે ઉલ્લાસે;
શ્રોતાજનોનું આગળ સુણતા, રસીક મનડું થાશે,
હો ભવીજન. ૩૩



દોહરા.

પુન્ય પ્રતાપે સંપજી, ઋધિ મંગળ માળ;
અનુપમ સુખ તે ભોગવે, અંગે થઇ ઉજમાળ.　１
બાગ બગીચા બંગલા, મનહર મેડી માળ;
સુખ શય્યાયું પોઢવા, ખેલતં ખેલ રસાળ.　２
દુઃખ નવ દેખે દંપતી, સુખે ગમે દિન રેન;
જાતો કાળ ન જાણુતા, સુખદા પામ્યા ચેન.　૩
તાસ પ્રિયતર બંધવો, ઉજેણી પુર ભૂપાળ;
તે પણ પુણ્યે પામીયો, રાજ ઋદ્ધિ વિસ્તાર.　૪
ભ્રાત વિયોગી ભૂપતિ, રહેતો રાજ્ય મોઝાર;
રાયવર કન્યા પરણીયો, રૂપે છે મનોહાર.　૫
પંચ વિષય સુખ ભોગવે, પુણ્ય તણે તે જોગ;
કદિ વિસરે નહિ ચિત્તમાં, સ્વાનુજ તણો વિયોગ.　૬

---

છંદ શિખરણી.

સુતો મૂક્યો બંધુ, ગહન વનમાં જેહ દિનથી,
હિવે તે રાજાને, વિરહ ખટકે તેજ દિનથી;
વિયોગી તે દુઃખો, દ્રઢ મન વિષે શુસ કરતો,
કદિ સ્વપ્ને પેખે, નિજઅનુજને પ્રિત ધરતો.　૩૦
શ્વસુર તણા જે રાજ્યમાં, રહીયો રાજકુમાર;
તાસ વિતકની સાંભળો, કથા ચિત્ત હરનાર.　૭

---



## ઢાળ પર મી.

---

( રાગ—વીર કહેરે ગૌતમ સુણો. )

વ્યવહારીયા વીરભાણુને, કહે કરી વિશ્વાસરે;
સ્વદેશ પ્રતિ 'અમે જાઇશું, આપ વસ્યા છો સાસરે.
માયાવી છે વ્યવહારીયારે. એ ટેક. ૧

સુખીયા થયા સાસરવાસમાં, નૃપની લઇ સહાયરે;
મૂકાય નહિ મોહ તેહનો, સંપત મળી સુખદાયરે. મા. ૨
શ્વસુર પ્રતાપથી પામીયા, જગમાં જયજયકારરે;
જામાતથી સહુ જન જાણુશે, મળતાં રહે નરનારરે. મા. ૩

જન્મભૂમિ તજી આવીયા, તનુજાદિ પરવારરે;
મયૂર જુવે રાહ મેઘની, વિરહી તેમ ઘર નારરે. મા. ૪
સ્વજન સર્વ તે દૂર રહ્યાં, વિદેશ તણી મોઝારરે;
નિશદિન અમોને તે સાંભરે, મળવા પૂરણ છે પ્યારરે. મા. ૫

કોઇ વેળાએ સંભારજો, અમથી રાખી પ્રીતરે;
સ્નેહ તમારો નવ ચૂકશું, જાણો જલમીન રીતરે. મા. ૬
વસવું જરી અમને ના ગમે, ઇણુ ભૂમિને નિવાસરે;
ચિત્ત થયાં છે ઉતાવળાં, સ્વદેશ જવાની પ્યાસરે. મા. ૭

ધન માલ સર્વ વેચી કરી, અનુમતિ દ્યો સુખકારરે;
ચીરકાળ તુમ સંગે ચાલીયો, ક્રય વિક્રય વેપારરે. મા. ૮

વાણી સુણી કેશર શેઠની, કહે રાજવી કુમારરે;
હું પણ ચાલું સંગે આપની, નૃપને મળી આવારરે. મા. ૯
વીરભાણ જઈ કહે ભૂપને, શિખ દીઓ હિતકારરે;
સ્વદેશી સંગે હવે રાજવી, જઇશ પયોધિને પારરે. મા. ૧૦

વાણી સુણીરે વીરભાણની, થયો નૃપ ચિંતાતુરરે;
જમાત તણી જુઓ પ્રીતડી, અંતર સ્નેહે ભરપુરરે. મા. ૧૧
કુંવરને કહે તે ભૂપતિ, જવા ન દઉં પરગામરે;
નિવાસ કરો અહિં સુંદરૂં, અર્પું તમોને આ ધામરે. મા. ૧૨

તુમે મુજ અંતર આતમા, ગુણીજન રાજકુમારરે;
રંગ વિનોદે રહો રાજ્યમાં, હમથી રાખીને પ્યારરે. મા. ૧૩

વળતું વીરભાણ તે કહે, જણાવી નિજ વિચારરે;
સો વાતેરે એક વાતડી, હું છું જવાને તૈયારરે. મા. ૧૪
તવ પૂત્રીને અહિં રાખજો, અધુના સુખ નિવાસરે;
સંગે ન તેડું રાજા આજતો, વિષમ જાણી પંથ વાસરે. મા. ૧૫
વચન સુણી વીરભાણના, નૃપતિ થયો નિરાશરે;
નરવર રાણી બેહુ વિનવે, કુંવર ન માને તાસરે. મા. ૧૬
કર જોડી કહે તીલકસુંદરી, ચાલુ તુમ સંગે નાથરે;
દેહની છાયા જુદી ના પડે, અબળા રહે પીઉ સાથરે. મા. ૧૭
સુખ દુઃખ તુમ સંગે ભોગવું, રહી સદા સાવધાનરે;
પૂર્ણ કરે તુમ મન તણી, ઇચ્છા શ્રી ભગવાનરે. મા. ૧૮

જલ વિણ રહે કેમ માછલી, કોઇ સ્થળે ક્ષણ વારરે;
પીયુજી વિના તે પ્રેમદા, રહે ન અલગી લગારરે. મા. ૧૯
રામચંદ્ર વને જબ ચાલીયા, સીતાજી ગયા તે સંગેરે;
વનવાસ સંકટ ભોગવ્યા, તેણે પણ નિજ અંગેરે. મા. ૨૦
નિરૂપમ નારી નળરાયની, કાયા અતિ સુકુમાળરે;
તે પણ પીયુ સંગે સંચરી, મૂકી મંદિરને માળરે. મા. ૨૧
સતીયું એવી કેઇ આગળે, રહેતી પીયુ તણી લારરે;
હું પણ જુદી તેમ ના પડું, કહું છું વારંવારરે. મા. ૨૨
સંગે તેડો નહિં તો હું કરૂં, અન્નોદક તણો ત્યાગરે;
વિદેશી માન્યો વાત તેહની, જોઈ પ્રિયાનો રાગરે. મા. ૨૩
હર્ષીંત થયો તેથી ભૂપતિ, તેમજ તેહની રાણીરે;
વળામણું કરે નૃપ તે સમે, હૈડે હેતજ આણીરે. મા. ૨૪
જવેરાત તણી ભરી પેટીયું, રાખી કુંવરીથી પ્રીતરે;
રાજા રાણી થઈ એકઠા, પૂરે અઢળક વિત્તરે. મા. ૨૫
માણેક લીલમ હીરામણિ, મુક્તાનો નહિ પારરે;
આભૂષણો તેમ અંગના, આપ્યા અમૂલખ હારરે. મા. ૨૬
જામા જરકશી ઓપતા, સુરંગા વસ્ત્રો સુવાસરે;
પહેરેગીરો રક્ષા કારણે, સજ્જ કીધા પચાસરે. મા. ૨૭
એક જમાદાર સ્થાપીયો, સર્વ તણો શિરદારરે;
રક્ષા કાજે જલ વાટમાં, શીખ આપી સુખકારરે. મા. ૨૮

જયણા કરજો બેહુ તણી, પૂર્ણ ધરી મન હામરે;
હળીમળી દંપતી સજ્જ થયા, જવા ઉજેણીપુર ધામરે. મા. ૨૯
ભોજન જમી બહુ ભાતના, થયા તે સર્વ તૈયારરે;
મહીલા મળી કાંતિપુરની, ગીત ગાવે મનોહારરે. મા ૩૦
આંબાજી કહે તેહ દંપતી, હર્ષ અતિ ધરનારરે;
ઢાળ એકાવનમી તેહની, કહી બીલખા મોઝારરે. મા. ૩૧

દોહરા.

વીરભાણે નિજ નામથી, કરતાં ત્યાં વેપાર;
ધન સંપત બહુ પામીયો, તેમજ જશ વિસ્તાર. ૧
પુરીજન મનડા વશ થયા, જોઈ કુંવર જશવંત;
મુખથી ખ્યાતી બોલતા, પ્રેમી મળે ધરી ખંત. ૨
તુમે અમ અંતર આત્મા, તુમે અમ જીવન પ્રાણ;
પ્રિય મિત્રો કહે તેહને, મળશું કણ વીરભાણ. ૩
જયવંત વર્તો જગતમાં, વધજો પ્રૌઢ પ્રતાપ;
જ્યાં જ્યાં તુમે સંચરો, હરજો જન સંતાપ. ૪
જોયા ઘણા જુગતે કરી, આ જગમાં નરનાર;
તુમ સમ ગુણીયલ ના મળે, દીલના દુઃખ હરનાર. ૫
સાસુ સસરો પણ વિનવે, અર્જ કરે તસ પાસ;
વહેલા દર્શન આપજો, પૂર્ણ ધરી મન પ્યાસ. ૬
નૃપ નિર્દેશે સજ્જ કીયા, જલ વાહન તે વાર;
આરૂઢ થયા દ્રવ્યો ભરી, જવા જલધિને પાર. ૭

વ્યવહારી સર્વ આવીયા, રાજાદિક પરિવાર;
કપટી કેશર વાણીયો, ચાલ્યો કુંવર લાર. ૮
સજ્જ થઇ તીલકસુંદરી, જવા પીયુ સંગાથ;
ચિત્રસેના શીખ આપતી, તનુજાનો ગ્રહી હાથ. ૯

## ઢાળ ૫૨ મી.

( રાગ–ઓધવજી સંદેશો અગર જોબનીયાનો લટકો. )

ઝરૂખો ઝાંખોરે તારો મુજને લાગશે,
જાગશે વિરહાનળ તણી તે ઝાળજો;
ઝગમગ જ્યોતિ મોતિ બહુ પ્રકારના,
જડીત્ર શોભે છે તારા મંદિર માળજો.
ઝરૂખો ઝાંખોરે-તારો મુજને લાગશે. એ ટેક. ૧
પણ વિછડતાં વ્હાલી પુત્રી આ સમે,
લાગે અતિશે દુઃખમય આ સંસારજો;
થયું ઉદાશી મનડું એની માહરૂં,
સધાવતા સાસરીયે તું ઇણુ વારજો. ઝરૂખો. ૨
તુજ મુખડું જોઇ સદા મન માહરૂં,
પૂર્ણાનંદી થઇ રહેતું અહર્નિશજો;
હૈયે હેત ધરાને પાછા ક્યારે મીલશું,
તે જાણે છે જગત તણો એક ઈશજો. ઝરૂખો. ૩



તનુજા તુજ વિણ ઘડી એકે ન ચાલતું,
કાલજડાની કોર હૈયા તણો તું હારજો;
દીકરીયો તે ધન અંતે છે પારકું,
રહે કેમ માત પિતુ ઘર દ્વારજો. ઝરૂખો. ૪

સંપી રહેજ્યો સાસરીયે બેની સર્વથી,
રાખજો કુળ ધર્મ તણી તુમે રીતજો;
સાસુ સસરાને નણદી કેરા વીરથી,
રહેજ્યો મર્યાદે રાખી પુર્ણ પ્રીતજો. ઝરૂખો. ૫

પ્રિય પતિના વચણ કદિ ના લોપશો,
પાળજો પ્રીતે તે પતિવ્રતાનો ધર્મજો;
ડરતાં રહેવું દુર્જન તણા તો સંગથી,
ત્રિલોકે નિંદિત કદિ ન કીજે કર્મજો. ઝરૂખો. ૬

વળી ધર્મ ધુરંધર નિત્યે બેની પાળજો,
ટાળવા ભવોભવ ત્રિવિધિના તાપજો;
ઉભય કુળને પાવન બેની કીજીયે,
તન મને રહી પવિત્ર પુર્ણ આપજો. ઝરૂખો. ૭

કહી તનુજાને વચન તે સોહામણા,
થઇ દીલગીરી ચિત્રસેના તે વારજો;
વળાવી રાણી આવી નિજ ઘર આંગણે,
નયણે થઈ કાંઇ આંસુડા નીરધારજો. ઝરૂખો. ૮

દોહરા.

વિદેશી સઘળા ચાલીયા, બેસી નાવ મોઝાર;
પહેરેગીર સહુ ચોંપથી, ઉભા થઈ હથીયાર. ૧
બંદર તટ તજીને ગયા, જલધિ વિષે તે દૂર;
નિવર્ત્ત થઈ સહુ ત્યાં થકી, આવ્યા કાંતિપુર. ૨
નરવરને તસ નારને, દહે વિરહ વિકરાળ;
કુંવરી નામ સંભારતાં, દીલડે ઉઠે ઝાળ. ૩
જલ વિણ જેવું મીનને, લાગે જીવન અસાર;
કુંવરી વિણ ત્યાં ટળવળે, વહી નયને જલધાર. ૪
વહાણ ગયાં જલધિ વિષે, તજી કાંતિપુર;
દુઃખ દંપતી પામશે, સુણજો તેહ સધીર. ૫

---

## ઢાળ ૪૩ મી.

---

[ રાગ–હણુ સરોવરીયારી પાજ તથા છેડ મારા લાલ સુકી દેવાથી સીતાજીના મહીનામાં ચાલશે. ]

મૂકી કાંતીરે પુર, પ્રવહણ દૂરે ગયા મારા લાલ,
ચાલતા સમુદ્રને પંથ, દિવસ બહુ ગયા મારા લાલ;
રહેતાં દંપતી ક્ષેમ, વિવિધ વિલાસમાં મારા લાલ,
વ્યતિક્રમે પંથે કાળ, રહી સુખવાસમાં. મારા. ૧

તીલકસુંદરીનું તેજ, અતિશે ઝગમગે, મારા.
ખુબસુરતી તે જોઈ, કામી જન મન ડગે, મારા
કેશરે દેખી તેનું રૂપ, ચલિત કીધું ચિત્તને મારા.
વ્યામોહિત થઇ મૂઢ, ચાહે તેની પ્રીતને. મારા. ૨

કિન્નરી વિદ્યાધરી કોણ, તેહ તણી આગળે, મારા.
વાકય રચનાની પાસ, બ્રહસ્પતિ મદ ગળે; મારા.
રૂપે ઝાજવળમાન, ઝળકે તેવું કામિની, મારા.
રૂપે રતિ અનુહાર, દિસે છે ભામિની. મારા. ૩

કરી અનેક પ્રયાસ, કરૂં તેને ગેહિની, મારા,
વિલશું વિવિધ સુખ, સંગે હું તેહની; મારા.
નાંખુ જલધિ મોઝાર, પીયુ તેનો પ્રેમથી; મારા.
ચિંતિત કાર્ય તેથી થાય, રાહ બીજો કો નથી. મારા. ૪

સ્વાધીન થશે ધનમાલ, પડતાં પતિ તેહનો, મારા.
સર્વોપરિ સુખો સંગ, લાગે ડર એહનો; મારા.
ઉભા ફરતા પચાશ, અસિ ગ્રહી ઉજળી, મારા.
ઝળહળ જોતાં જ્યોત, જબકે જ્યું વિજળી. મારા. ૫

જાણે કદિ જમાદાર, મુજ તણી વાતડી, મારા.
જીવન કરે હણી ઝેર, વીંધે ભાલે છાતડી; મારા.
હીરામણિ તેમ હેમ, દ્રવ્યો સર્વ જાણીયા, મારા.
થાય સ્વાધીન તે કેમ, ભીરૂ જાતી વાણીયા. મારા. ૬

નથી કોઇરે ઉપાય, સુખો દિસે દેખતો, મારા.
મુજ બુદ્ધિને પ્રભાવ, કરૂં અણુ પેખતો; મારા.
વદી વચનો તે મીષ્ટ, પેસી જઇએ નાઠીયે, મારા.
ફેરી દાંભીક કામ, ફસાવી તે પાડીયે. મારા. ૭

કરૂં હું સુબાથી હેત, રાખું રૂડી રીતડી, મારા.
લલચાવું આપી લાંચ, થશે પૂર્ણ પ્રીતડી; મારા.
કેશર ચિંતવી એમ, આવ્યો સુબા કને, મારા.
મનની ચિંતિત વાત, જણાવી તે દુર્જને. મારા. ૮

લોભાય નહિં અણગાર, સંસારે તે સુંદરૂં, મારા.
જાણ્યું વર્તે છે જ્ઞાન, ધ્યાનરૂપી ધન ખરૂં; મારા.
અર્પી કેશરે લાંચ, સુબો લલચાવીયો, મારા.
પહેરેગીરને તે વાર, હુકમ ફરમાવીયો. મારા. ૯

અખિલ નિશાની માંહી, જાગૃત થઈ કાં રહો, મારા.
સ્વતન જતનને કાજ, નિદ્રા તુમે કાંઈ લહો; મારા.
સુણી સુબાનો આદેશ, પ્રમાદી થઈ ગયા, મારા.
કેશર ચિંતિત તામ, મનોરથ સિદ્ધ થયા. મારા. ૧૦

ઉચ્છળે જલના કલોલ, નીર ઘણું જ્યાં કણે, મારા.
મધ્ય જલધિમાં નાવ, આવ્યા તે ત્યાં કને; મારા.
નિકટ લાવી વહાણ, કુંવરને કહે, મારા.
હવે મુજ તણો સંગ, કુંવરજી કેમ ચહે. મારા. ૧૧

પરણ્યા મનોજ્ઞ નાર, કુંવરી તે રાયની, મારા.
ગોષ્ટી ગમે હવે કેમ, મુજ સમા ભાઈની; મારા.
ફરીયે વિનોદી વાત, આવોને સોહામણી, મારા.
તુમથી રહે પૂર્ણ પ્રીત, અંતર આતમ ગણી. મારા. ૧૨
તૈયાર થયો કુમાર, જવાને ત્યાંકણે, મારા.
તીલકસુંદરી તે વાર, પીયુ પ્રત્યે ભણે; મારા
જાશો નહિ ઇણુ વાર, સુણી તેની વાતડી, મારા.
વેળા નહિં ઇણુ વાર, અંધારી છે રાતડી. મારા. ૧૩
માની ન કાંતાની શીખ, ગયો તેના નાવમાં, મારા.
રંજન થયો કુમાર, તેના હાવભાવમાં; મારા.
કરતાં વિનોદી વાત, નિશા બહુ ગઈ, મારા.
પાછો વળ્યો વીરભાણુ, કેશર આજ્ઞા લઇ. મારા. ૧૪
મૂકયો ફલગ પર પાય, કુંવરે જે સમે, મારા.
છટકાવી નાખ્યો કુમાર, ઉદધિમાં તે સમે; મારા.
થયો પડતાં અવાજ, તિહાં અંબુ તણો, મારા.
કીધો કુટીલે તે વાર, હાહાકાર ઘણો. મારા. ૧૫
કીધી ક્રૂર વિશ્વાસઘાત, પ્રપંચી વાણીયે, મારા.
પતિ પડતાં તે શબ્દ, સુણ્યો શાણી રાણીયે; મારા.
કરે સુંદરી વિલાપ, અશ્રુને પાડતી, મારા.
ઉપાલંભ આપી બાઇ, સુખાને જગાડતી. મારા. ૧૬

પવન પ્રયોગે નાવ, દૂરે તે વહી ગયા, મારા.
તીલકસુંદરીના નાથ, અદ્રશ્ય થઈ ગયા; મારા.
થઈ જમગેહ સમાન, સતીને જામિની, મારા.
હાહા કરતી પોકાર, રૂવે તે ભામિની. મારા. ૧૭

---

## ઢાળ ૫૪ મી. ( અભ્યંતર ).

---

[ રાગ—વૈદરણી વનમાં વલવલે. ]

વહાણમાં રૂવે તીલકસુંદરી, કરી અતિશે વિલાપ;
પીયુજી પીયુજી ઝંખે ઘણું, ધરતી મનમાં સંતાપ.
વહાણમાં રૂવે તીલકસુંદરી. એ ટેક. ૧
મધ્ય દરિયે નાવ ચાલતાં, ઉદે થયાં સર્વ પાપ;
પડતાં પીયુજી આ સમુદ્રમાં, અબળા થઈ આપો આપ.
વહાણમાં. ૨
અરે વેરી થયો આ વાણીયો, કીધો જેણે કાળો કેર;
નિરાધાર કીધી છે મુજને, લીધું કોઇ જન્મનું વેર.
વહાણમાં. ૩
મુજ રૂપે મોહ્યો તે પાપીયો, કુબુદ્ધિ તે કરનાર;
કાળી રાતે મુજ કંથને, નાખ્યો સમુદ્ર મોઝાર. વહાણ. ૪

ઉંચો નભ નીચું નીર છે, અંધારી છે તેમ રાત;
નજરે ન દેખું મારા નાથને, પામ્યા સમુદ્રે વ્યાઘાત.
વહાણમાં રૂવે. ૫

દૂર રહ્યાં પીયર સાસરાં, છુટી બેઠો જમાદાર;
પ્રભુ વિના મારૂં કોઈ નહિં, છે જગનાથ આધાર.
વહાણમાં રૂવે. ૬

કુશલ કરો મુજ કંથનું, છો પ્રભુ દીનરે દયાલ;
વેળા પડી વિષમ દુઃખની, હું છું અજ્ઞાનીજ બાળ.
વહાણમાં રૂવે. ૭

અન્નોદક લેવા તે મુજને, છે આજથી અગ્રાજ;
ધ્યાન ધરતી જીનરાજનું, વાંચ્છે પ્રભુની તે સાજ.
વહાણમાં રૂવે. ૮

---

( રાગ—ઈણ સરવરીઆરી પાજ. )

તીલકસુંદરીની પાસ, આવ્યો તે પાપીયો, મારા.
દીલમાં દુષ્ટ વિચાર, નિશ્ચે તે સ્થાપીયો; મારા.
કુડ કપટનો કુંડ, આપે અળખામણો, માર..
દેખી સતી તણું રૂપ, મિત્ર પણ ના ગણ્યો. મારા. ૧૮
વચન દીલાશા રૂપ, કહે તે બાઇને, મારા.
સતીને સંતાપે નિષ્ઠુર, કુબુદ્ધિ લાઇને; મારા.
મુજ મનડું ગભરાય, દેખી દુઃખ તાહરૂં, મારા.
ધીરજ ધરી સુણો આજ, કથંન તે માહરૂં. મારા. ૧૯

તુજને પીયુ સંબંધ, હતો અલ્પ કાળનો, મારા.
પણ મુજનો તે મિત્ર, હતો વય બાળનો; મારા.
તુજથી મુજને છે દુઃખ, મિત્ર વિયોગનું, મારા.
કથન કહ્યું કેમ જાય, મુજના શોકનું. મારા. ૨૦

તજી દે પ્રિયે સંતાપ, વિયોગ વિસારીયે, મારા.
કીજે દીલડું કઠોર, હિમત કેમ હારીયે; મારા.
મારા જીગરનો પ્રેમ, અર્પું પ્રિયા તુજને, મારા.
તુમ સમ અન્ય ન કોઇ, પ્રિયતર મુજને. મારા. ૨૧

તુજથી ભવાંતર પ્રીત, અધુરી રહી ગઈ, મારા.
માની લે મુને ભરથાર, વિયોગી કાં થઇ; મારા.
તુમ હમ તણો જોગ, મળ્યો પુણ્યે કરી; મારા.
વ્યર્થ ન કીજે યૌવન કાય, રહો પ્રમોદ ધરી. મારા. ૨૨

ગ્રહો ગાંધર્વ લગ્ને હસ્ત, વિલંબ ના કીજીયે, મારા.
ઇચ્છિત ફળી હવે આશ, જન્મ લાહો લીજીયે; મારા.
વચન સુણી વિકરાળ, હિમત હારી ગઈ, મારા.
તીલકસુંદરી નેત્રે, અશ્રુની ધાર થઇ. મારા. ૨૩

કેવો કરીયો પ્રપંચ, અનાડી વાણીયે, મારા.
નિર્દય હૃદયનો શેઠ, કેશર તે જાણીયે; મારા.
ઢાળ ત્રેપનમી તેહ, શ્રોતા મનોહારણી, મારા.
આંબાજી મુનિ કહે, એમ સતીને દુઃખકારણી. મારા. ૨૪

દોહરા.

સુખદ મનોરથ બાઇના, થયા સર્વ સંહાર;
પતિ પડતાં તે સમુદ્રમાં, અબળા થઇ નિરધાર ૧
સંકટ પામી સુંદરી, સિંધુ તણી મોઝાર;
લાંચી સુખો ખૂટીયો, ખૂટયો સૌ પરિવાર. ૨
પરનારી અનુરાગીયો, કપટી કેશર શેઠ;
કુંવર સમુદ્રે પરઠવ્યો, દીલમાં થઇને ધેઠ. ૩
મદનાતુર થઈ મોહીયો, તીલકસુંદરી રૂપ;
સતીપણું પ્રગટાવતી, દઇ દ્રષ્ટાંતો અનુપ. ૪

છંદ શિખરિણી.

કદિ મૂકે માજા, જલધિ જનના અંતજ સમે;
વળા વાયુ યોગે, અચલ ચલ અંતે થઇ નમે.
ચહિ તારા સૂર્યો, ગગન ગતિને તે પણ તજે;
સતી સાચી નારી, અવર નરને તે નહિ ભજે. ૩૧



## ઢાળ ૫૫ મી.

રાગ-સેગુરૂ ચરણેરે નમીયે.

શીખામણ કહું છું રે છેલી,
બોલ્યા મારો છેડો હવે તું મેલી એ ટેક.
શીયળ ના છંડું રે કોઇ વારે,
વ્યર્થ શાને લોભાય અનાચારે. શીખા. ૧

મિત્રઘાતી થયોરે નિષ્ઠૂર,
શ્યામ મુખ લઇ જા મુજથી દૂર;
નિર્લજ વચનોરે કાં બોલે,
હું ઇંદ્ર નરેંદ્ર ગણું તૃણ તોલે. શીખા. ૨

નીચ થઈ ચડયોરે શું ડોળે,
કુળ મર્યાદા કુકર્મી કેમ બોળે;
પર ત્રિયા તણારે જે ચાર,
હોયે એવા જનને સહુ ધિકાર. શીખા. ૩

કુશીળા કાળું રે કરશે,
સ્વર્ગ મોક્ષાદિ ગત પરિહરશે;
અકાળે કમોતે રે મરશે,
મરી તે તો લાખું ચોરાશી ફરશે. શીખા. ૪

ગર્ભાવાસ દુઃખો રે ગાઢા,
તેમ નર્ક દુઃખો અનંત છે આડાં;
જુઓ લંકા તણોરે શિરદાર,
ગયો તે તો નર્કાવાસે નિરાધાર. શીખા. ૫

ઝેર જીવનમાં રે નાંખે,
મૂઢ મતિ પર પ્રિયા પ્રીત રાખે;
નર ખર એવા રે નીચ,
સચે તે તો કર્મ તણા મહા કીચ. શીખા. ૬

કામી જન અંધારે હોવે,
દ્વાદશ જોજન લગી નવ જોવે;
વિષ પાન કરી રે મરીયે,
પણ અનાચારે પગ ન ધરીયે. શીખા. ૭

તજી દે કુબુદ્ધિ રે તારી,
હું શીયળે ટેક રહી છઉં ધારી;
તીલકસુંદરી રે નારી,
કહે તેને વચનો અતિ હિતકારી. શીખા. ૮

વણીક ન માને રે કોઇ રીતે,
સતીયે શીયળ રાખ્યું પૂર્ણ પ્રીતે;
ધન્ય જન્મ સતી રે તારો,
થશે શીયળે કીર્તિ તણો વિસ્તારો. શીખા. ૯

આંબાજી ઉચ્ચરે રે વાણી,
ઢાળ જોડી જગત તણું હિત જાણી;
શીક્ષા તે ધ્યાને રે ધરશે,
તે તુર્ત ભવસાગરને તરશે. શીખા. ૧૦

દોહરા.

તજી દઇ જલ ભુક્તાને, સુંદરી થઈ છે દીન;
લાલચ વાધ્યો લંપટી, થયો લલનાથી લીન. ૧
કામી અંધો તે થયો, પહચો મોહને પાસ;
શીયળ સતીનું લૂંટવા, કરત સદા પ્રયાસ.

---

ઢાળ ૫૬ મી.

---

રાગ-સીતાજી હીયેરે ઓલીંભડા.

સંકટ પામી તે સુંદરી, સતી શિરોમણી નાર;
ઉપસર્ગ આવતા તે સમે, ધીરજ સતી ધરનાર.
શીયળ છંડે નહિં સુંદરી. એ ટેક.
ઉપસર્ગ કરે અતિ ઘણા, લૂંટવા તેણીનું શીલ;
નિરાધાર તેનું કોઈ નહિં, રક્ષક થયા શિથીલ. શી૦ ૨

એક ખુટચેરે સહુ ખુટીયા, જમાદાર પહેરેવાર;
ઉંચો નભ નીચું નીર છે, કો ન સતીને આધાર. શી૦ ૩
સાહસ કરવાને કારણે, વણીકે કીધો ઉપાય;
સમજાવ્યો સમજે નહિં, ઉદ્ધત સતીપર થાય. શી૦ ૪
ભીતિ લાગી બહુ બાઇને, થવા શીયળનો ભંગ;
કોઇરે ઉપાયે હું માહરૂં, રાખું શીયળ સુરંગ. શી૦ ૫
વહાણમાં આવી કહે બાઇને, દુષ્ટ વણીક તે વાર;
પીયુ પડયો તારો સમુદ્રમાં, જીવે નહિ નિરધાર. શી૦ ૬
વાંચ્છા તજી દે તું તેહની, મુજથી માંડ ઘરવાસ,
યૌવન વય સમ તાહરી, મનોજ્ઞ કીજે વિલાસ. શી૦ ૭
એવું સુણીને સતી તે ક્ષણે, ઉત્તર દીયે તત્ખેવ;
તુમથી અતિ મુને પ્રીતડી, દીસે રહે અહમેવ. શી૦ ૮
પણ કારણ છે મુજને ખરૂં, સ્થળે જવા સુધી ટેક;
નગરી ઉજેણી જઇ કરી, ઇચ્છિત કરશું છેક. શી૦ ૯
નૃપ તણીરે આજ્ઞા લઇ કરી, કર મેલાપ કીજે ત્યાંય;
વાંચ્છિત મનોરથ બેહુ તણાં, ધીરજે પુરણ થાય. શી૦ ૧૦
એવું સુણી કેશરનું થયુ, હર્ષીત સર્વ તે અંગ;
તુર્ત જવા સ્વપુર બંદરે, ધરે અધિકો ઉમંગ. શી૦ ૧૧
માની માનીરે હવે માનની, મુજ સુંદરતા જોય;
આજથી કૃતારથ માહરા, તન ધન યૌવન હોય. શી૦ ૧૨

ચીરકાળે વહાણ ચાલતાં, આવ્યું ઉજેણી પુર;
મનોહર માળ ઉંચા ઝળઝળે, શ્રીયે દિસે સનુર. શી૦ ૧૩
નાંગરો આવીને નાખીયા, ઉજેણી તણે તે તીર;
ઉપહાર લઈને વાણીયો, ગયો જ્યાં નૃપ સધીર. શી૦ ૧૪
પાયે મૂકીને કહે નૃપને, અંતરના ઉદગાર;
ઉજેણીપતિ તદા બોલીયા, કહો શેઠજી વિચાર. શી૦ ૧૫
કલ્પના કરી કુડી તે સમે, કુબંડી કહે તે વાર;
હું રે નિવાસી આ પુરનો, ગયોતો વિદેશ મોઝાર. શી૦ ૧૬
વળતી વાટે નાવ ચાલતાં, જલધિ તણી મોઝાર;
દ્વીપ દીઠો એક સમુદ્રમાં, જોતાં બહુ વિસ્તાર. શી૦ ૧૭
નાંગર નાખ્યાં ત્યાં વહાણના, ઉતર્યો સપરિવાર;
જલ ઇંધન કાજે તેહમાં, ફરતો ધરીને પ્યાર. શી૦ ૧૮
નિર્જન ભૂમિ તે દ્વીપની, લાગી મુને વિકરાળ;
નિરાધાર એક ત્યાંકણે, બેઠી હતી અબળા બાળ. શી૦ ૧૯
અપહાર કરી કોઈ વેરીયે, નાખી તેણીને તે સ્થાન;
આજીજી કરી કહ્યું મુજને, વને ભૂલીછું હું ભાન. શી૦ ૨૦
સંગે તેડોને મુને શેઠજી, દીલે થઇને દયાલ;
સંગે લાવ્યોછું તે સુંદરી, દુઃખણી જાણી તે બાળ. શી૦ ૨૧
યૌવન વંતી તે મુજને, વરવા ચાહે તત્કાળ;
અનુમતિ આપો જો મુજને, વ્યાહનો કરૂં તો ખ્યાલ.
શી૦ ૨૨

ઢાળ છપનમીયે તે કહ્યો, સતી તણો અધિકાર;
મુનિ આંબાજી એમ ઉચ્ચરે, શીયળે જય જયકાર.
શી૦ ૨૩

દોહરા.

વચન સુણી તે શેઠના, વિસ્મય થયો તે રાય;
આજ અચ્છેરૂં ચિત્તમાં, સાંભળતાં તે થાય. ૧
કોણ વિદેશણ સુંદરી, થઈ તેણી અપહાર;
વૃત્તાંત પૂછી હું તેહને, જાણું સઘળો સાર. ૨
ચાલો બંદર શેઠજી, હું આવું તુમ લાર;
એમ કહી ભડ ભૂપતિ, તુર્ત થયો તૈયાર. ૩
સ્યંદન વાહકને કીયો, રાજાયે આદેશ;
સુંદર વાહન સજ્જ કરો, જવા બંદર પ્રદેશ. ૪
સેવક પુરૂષે સાંભળી, કીધું સત્વર કામ;
દિવ્યવાહન સજ્જ કરી, ઉભો કરજોડી તામ. ૫
નિજ પરિવારે પરિવર્યો, નરવર તેણીવાર;
સંગે કેશર ચાલીયો, કરતો ચિત્ત વિચાર. ૬
જાણ થશે જો ભૂપને, મુજ છલબલની વાત;
દેશે દંડજ આકરો, કાં તો કરશે ઘાત. ૭

અન્યોક્તી દોહરો

બૂરે બૂરાઈ નિપજે, ભલે ભલાઇ લજ્જ;
કુંવરી ત્રો રાજાગ્રહી, જોગી મક્કડખજ. ૧

આડંબર ધરી આવીયા, જલધિતટે નૃપધીર;
તીલકસુંદરી જ્યાં ઉતરી, સમુદ્રતણે તે તીર. ૨

શિખરિણી.

વિલોકયો રાજાને, અદ્દભુત રૂપે બંદર તીરે,
અહો કાન્તિ તેની, જગત જનના ચિત્તજ હરે;
પતિ ભ્રાતા પેખી, વણિક શઠનું કષ્ટજ ગયું,
પિયુ સ્થિતિ જાણી, સતી મન બહુ વ્યાકુળ થયું.

દોહરો.

દીર્ઘ નિશાસા નાખતી, કરી બહુ અશ્રુપાત;
ચિત્ત શંકીત થયું નૃપનું, જોતાં તે સાક્ષાત. ૯

રૂપ અનુપ તે બાઈનું, દેવ ત્રિયા અનુહાર;
દુઃખણી દેખી તેહને, નૃપ પૂછે ધરી પ્યાર. ૧૦



## ઢાળ ૫૭ મી.

રાગ—ધારણી મનાવેરે મેઘકુમારને રે.

ઉજેણી પતિ પૂછેરે તેણી બાઇને રે,
દીન વદની તે જોય;
તુજ મુખ જોતાંરે બાઈ બેનડી રે,
મુજ મનશંકીત હોય.
ઉજેણી પતિ પૂછેરે તેણી બાઇને રે. એ ટેક. ૧
કોણ દુઃખે દુઃખીરે દિસે દીલ આપનું રે,
ચિત્ત ચિંતા ગંભીર;
તુમ નેત્રે વહેતાં રે અશ્રુ જોઈ મુજનું રે,
મનડું રહે નહિ સ્થિર. ઉજેણી ૨
અદ્દભુત કૃતિરે દિસે તુમ મુખની રે,
જોતાં ન નેત્ર ખેંચાય;
ક્ષિતિતલની માંહીરે જોઈ ઘણી સુંદરી રે,
તુમ સમી નહિં ક્યાંય. ઉજેણી ૩
અહો અહો રૂપરે દિસે બેની આપનું રે,
તપ વય તેજ અપાર;
જોતાં મુને લાગે રે નિશ્ચે તેથી તાહરો રે,
ઉંચ કુળે અવતાર. ઉજેણી ૪

કોણ દેશ તણારે તમે નિવાસીયાં રે,
કોણ તુમ પિતુને માય;
કોણ કાજે તમે રે અહિં બેની આવીયાં રે,
કોમળાંગી તુમે બાઇ. ઉજેણી ૫

કોણ દેશે તારૂં રે બાઇ છે સાસરૂં રે,
કોણ તુમારો કંથ;
તુમ વિતક તણી રે વિસ્તારી મુજને રે,
સ્થિતિ કહો અથ અંત. ઉજેણી ૬

એવું સૂણી કહેરે તીલકસુંદરી રે,
દીલે થતાં દુખ ઝાળ;
દીલડું દુહાશેરે ધર્મી નૃપ આપનું રે,
સુણી મમ કર્મ જંજાળ. ઉજેણી ૭

કીધા કર્મો મુને રે ઉદય થયાં જ્યારથી રે,
મધ્ય જલધિ મોઝાર;
ત્યારથી મેં તજ્યારે અન્નોદક આંહારને રે,
કેમ કહું વિસ્તાર. ઉજેણી ૮

દુખણી જાણી તેનેરે ભણે એમ ભૂપતિ રે,
વચણો વદી રસાળ;
સતીજી પધારોરે તુમે ઇણ પુરમાં રે,
અંગે થઇ ઉજમાળ. ઉજેણી ૯

સુંદર છે મારે રે મંદિર માળીયાં રે,
ત્યાં આવી કરો વિશ્રામ;
ભોજન કરો બેની રે વિવિધભાતના રે,
સુખે કરોને આરામ. ઉજેણી ૧૦

સહોદર તણીરે ત્રિયા કહે તેહને રે,
સૂનો લાગેરે સંસાર;
ભોજન કેમ ભાવેરે દુઃખ સમે ભૂપતિ રે,
થયું જીવન અસાર. ઉજેણી. ૧૧

કર્મ તણે યોગેરે દુખીયા દિસે ઘણા રે,
અવની તળે નરનાર;
પણ મુજસમ દુઃખીરે વિરલ સંસારમાં રે,
નિશ્ચે થઇ નિરધાર. ઉજેણી ૧૨

ઉદેભાણ પાસેરે બાઇ એમ બોલતાં રે,
ગદગદ કંઠે થાય;
ઢાળ સતાવનમીરે આંબાજી ઉચ્ચરે રે,
દેવસી સ્વામી પસાય. ઉજેણી ૧૩

દોહરા.

દુખયારી તે બાઈના, સુણતાં વચન રસાળ;
આમણ દુઃમણ થઈ રહ્યો, ઉજેણી પુર ભૂપાળ. ૧

માયા કપટી વાણીયો, જોતાં તેહ જણાય;
સતી સંતાપક પાપીયો, મૃષાવાદી ગણાય. ૨
રૂષ્ટ થયો મહા ભૂપતિ, કેશર પર તે વાર;
જપ્ત કીધા ધન માલને, આજ્ઞાને અનુસાર. ૩
મૃદુ વચને કહે નૃપતિ, સતી શિરોમણી પાસ;
ઉપવન છે આ નિકટમાં, સુંદર ત્યાં આવાસ. ૪
સતી પધારો ત્યાંકણે, પાવન કરો તે વાસ;
ચરિત્ર સુણવા આપનું, ધરે મુજ અંતર આશ. ૫
કરી વિજ્ઞપ્તી આવીયા, ઉપવન તણી મોઝાર;
સુખાસન બેઠી સુંદરી, નૃપ કહે ધરી પ્યાર. ૬
વિદેશણ વ્હાલી બેનડી, કહો તુમ વિતક વાત;
જોઈ જીજ્ઞાશા નૃપની, સતી વદે વિખ્યાત. ૭

છંદ હરિગીત.

મન નિઃશંક કરવા આપનું, કિંચિત કહું છું તે કથી;
છે વિતક વિતેલી વાત મારી, સુણજો તે મહીપતિ,
મહી મંડળે એક રાજવી, કનકાપુરી જે નામ છે;
બહુ સુજ્ઞ વિચારી ગુણો ધારી, પ્રજાતણું તે ધામ છે. ૧
ત્યાં રાજે વિરાજીત પ્રજાપતિના, ખ્યાતિ ખલકે અતિ;
તસ ઘરઘરણી શીલધરણી, રાણી હતી પદ્માવતી.
તેહના બે સુત સુકોમળ, વાણી વદે જ્યું સરસ્વતી;
મન મોહી રેતા માત પિતાનાં, પ્રેમાળ તે પુત્રો પ્રતિ. ૨

પામીયા પૂર્વ પુણ્યથી તે સર્વ સાધન સુખના;
થાતા નહિ સ્વપ્ના વિષે, પણ દર્શન કહિ ત્યાં દુઃખના.
તેહ સમય સ્વર્ગવાસ પામી, પદ્માવતી કાળે કરી;
નિરાશી થયા નરનાર રાજા, કુમાર વય બાળે કરી. ૩
કાળે કરી સુખશાંતિ વર્તી, નગર જનના શોકમાં;
બેહુ કુંવર કાંતિ ઇંદ્ર ભ્રાંતી, મનુષ્ય પામે લોકમાં.
કવિ રવિને બુદ્ધ સરખાં, વર્ણન કરે શું રૂપનું;
પરિજન કથને પરણવાનું, મન થયું તે ભૂપનું. ૪

દોહરા.

અદ્ભુત વિસ્મય તે થયો, ઉજેણીપુર ઠાકુર;
ચરિત્ર પોતાનું સાંભળી, થયો તે હર્ષાતુર. ૧
આવી વિદેશણ સુંદરી, દુઃખણી તે દિસંત;
કયાંથી જાણે માહરૂં, દુખદર્શક વૃતાંત. ૨
નિજ ચરિત્ર સંભળાવવા, તેડાવ્યું અંતઃપુર;
આવી મર્યાદે રાણીયું, સઘળી થઇ તે સનુર. ૩
સામંત સુભા મંત્રી શરૂ, પુરના બહુ નરનાર;
રાજકુટુંબી આવીયા, ઉપવન તણી મોઝાર. ૪
મનુષ્ય તણી ત્યાં મેદની, વ્યાપી સઘળેઠાર;
વાત સુણવા સતી બાઇની, ધરતાં હર્ષ અપાર. ૫
દ્વારે પડદો બાંધીયો, પરિષદ બેઠી બહાર;
તીલકસુંદરી પટાંતરે, બેઠી જેણીવાર. ૬

અતિ આતુર થયો ભૂપતિ, સૂણવા સતીના વેણ;
આગળ ચલાવો વાતડી, મધુર સતી તુમ શેણ. ૭
પ્રારંભી કહો પ્રથમથી, વિતક વિતેલી વાત;
તનમન તલપે સર્વના, સૂણવા તુમ વૃત્તાંત. ૮
એમ કહી સહુ સાંભળે, પૂર્ણ ધરીને પ્યાર;
સૂણી વિજ્ઞપ્તી તેહની, સતી વદે તે વાર. ૯
કહું મુજ વિતક વાતડી, યથા તથ્ય થઇ જેહ;
મહીપતિ તુમે સાંભળો, ઉલટ ધરીને તેહ. ૧૦

---

## ઢાળ ૫૮ મી.

---

રાગ—સીતારામ રાચી હો.

સતી કહે તે નૃપને, સૂણજો વાત મારી હો;
કોણ તાતની હું દીકરી, તે કહું વિસ્તારી હો.
સૂણજો વાત મારી હો. એ ટેક. ૧
જંબુદ્વીપે ભરતમાં, નગરી મનોહારી હો;
કનકાપુરી નામે કરી, પેખી જ્યાં નરનારીહો. સુ૦ ૨
વિરધવળ ત્યાં નૃપને, પદ્માવતી રાણી હો;
તાસ તનુજ બે સુંદરૂં, રૂપે ગુણે તે ખાણી હો. સુ૦ ૩

પામી મૃત્યુ પદ્માવતી, નવી પરણ્યો રાજા હો;
કંદુકાર્થે જતાં વાસમાં, મૂકે કુંવરથી માજા હો. સુ૦ ૪
કર છટકાવી ચાલીયા, આવ્યા ઉપવન માંહી હો;
કલ્પાંત કર્યો રાણીયે, નૃપ આવ્યા ત્યાં ધાઈ હો, સુ૦ ૫
સ્ત્રી ચરિત્ર આદર્યું, સતી થઇ તે પાસે હો;
શીશ નાવે જો બેહુના, દેહ પાડું અપવા સેહો સુ૦ ૬
તે સુણી કોપ્યો નૃપતિ, આદેશ મંત્રીને દીધો હો;
આવ્યો સુબુદ્ધિ બાગમાં, ઉપાલંભ તેને દીધો હો. સુ૦ ૭
નૃપ આદેશ સુણાવીયો, કહી પૂર્વ વિસ્તારો હો;
તાત આજ્ઞા સુણી કહે, અમ શીશ સંહારો હો. સુ૦ ૮
સુણતાં દીન મંત્રી થયો, પવીત્ર કુવરો જાણી હો;
સ્વકંઠે અસિ ખેંચતાં, લીધી કુંવરે તે તાણી હો. સુ૦ ૯
તૈયાર થયા તે બંધવો, મરવા નિજ હાથે હો;
મરવા કેને ના દીયે, પ્રીત રાખી તે સાથે હો. સુ૦ ૧૦
બુદ્ધિ નિધાન સુબુદ્ધિયે, વાત કહી તે પાસે હો;
અર્પ્યો તુરંગો તેહને, ચાલ્યા બેહુ વનવાસે હો. સુ૦ ૧૧
વિષમ પંથે હાંકીયા તુરંગો તે વારે હો;
અશ્વો મરણ પામતાં, હિમત કુંવરો હારે હો. સુ૦ ૧૨
ચરણે બેહુ ચાલીયા, તસ્કર મળ્યા ત્યાંહી હો,
વને વહી જ્યાં આવીયા, નાગણ થઈ નવી માઈ હો. સુ૦૧૩

તૃષાતુર લઘુ બંધવો, સુતો વડ છાય હો;
સહોદરભ્રાત તેહનો, જલ લેવાને જાય હો. સુ૦ ૧૪

ડશવા ધસી તે નાગણી, ઝગાડે બંધુ ત્યાં આઈ હો.
પંથે પરવર્યા કુંવરો, વેળા પડી દુઃખ દાઈ હો. સુ૦ ૧૫
ડશવા પાછળ પાપણી, આવે નાગણ ધાઇ હો;
મધ્ય વેરાણે આવીયા, કુંવરો કર્મે ત્યાંહો હો. સુ૦ ૧૬

નિશા ગમાવા કારણે, તૃણ શય્યા બીછાઈ હો;
વડવીર સુતો રાનમા, પેરો ફરે લઘુ ભાઈ હો. સુ૦ ૧૭
ત્યા કૌતક જે નિપજે, તે કહું આગમ દિને હો;
વિયોગ દુઃખે હું રાજવી, થઇ છું અંગે ખાન્તે હો. સુ૦૧૮

રાજા કહે આતુર થઈ, ઉલટ અંગે ધારો હો;
આનંદ પ્રગટયો ઉરમાં, સુણતાં વાત પ્યારી હો. સુ૦ ૧૯
લીન થયું મન સુણવા, તુમ વાણી મધુરી હો;
ક્ષણ શ્રમ લઇ બેનડી, વાત કરો તે પુરી હો. સુ૦ ૨૦

નિશ્ચે નહિં તો મુજને, નિંદ્રા જરી ન આવે હો;
મન થયું ઉતાવળું, ભોજન મુને ન ભાવે હો. સુ૦ ૨૧
પૂર્ણ જાણી નૃપ પ્રીતડી, વાત કહે વિસ્તારી હો;
સભા જનો તે સાંભળે, એક ચિત્ત રહે ધારી હો. સુ૦ ૨૨

જામ એક ગઇ જામિની, તમ વ્યાપ્યું ભારી હો;
ઘટા ઘાટી જ્યાં વિટપે, રજની છે અંધારી હો. સુ૦ ૨૩

દેવ વિમાન ત્યાં નિકળ્યુ, ગગને મહા રાય હો;
દેવ કહે સ્વનારીને, વાત સુણો દુઃખદાય હો.    સુ૦ ૨૪
શ્રી રાણી થઇ નાગણી, હરશે કુંવર પ્રાણો હો;
ચેતી સજ્જ જો તે રહે, કુશળતા તો જાણો હો. સુ૦ ૨૫

સુર વાણી તે સાંભળે, જાગ્રત લઘુ ભાઇ હો;
આવી તીહાં તે પાપણી, ક્રોધ અતિશે લાઇ હો. સુ૦ ૨૬

બંધવ રક્ષા કારણે, ઉછાળી દૂરે કીધો હો;
ધસી પાછી તે ત્યા કણે, આવી નાગણી સિધિ હો. સુ૦૨૭
જાણી ભયાનક તેહને, હણી દંડ પ્રહારે હો;
રક્ત ઝેરી ત્યાં ઉડીયું, કાયે ચોટયું તે વારે હો. સુ૦ ૨૮

સુતો જગાડો ભ્રાતને, રાજવી વન માંહો હો;
ઝેર અંગે તેને સંચર્યું, શુદ્ધિ હાર્યો તે ત્યાંહી હો. સુ૦ ૨૯

તાસ સહોદર બંધવો, ગયો તેને ત્યાં મૂકી હો;
વન વિકટમાં એકલો, સુતો શક્તિ તે ચુકી હો. સુ૦ ૩૦
નિપુણ પંથી ત્યાં નિકળ્યો, નિર્વિષ કીધો જેણે હો;
સચેતો થઇ ત્યાં પેખતાં, ભ્રાત ન દીઠો તેણે હો. સુ૦ ૩૧
વ્યાકુળ ચિત્તે તે થયો, નૃપ સુત સધીરો હો;
વિદેશી જતાં ચાલીયો, શોધવા નિજ વીરો હો. સુ૦ ૩૨
જંગલ સ્થળો ઢુંઢતાં, શ્રમીત બહુ થાઈ હો;
ઉજેણીપુર છે ભૂતળે, તે નગરીમાં જાઇ હો.    સુ૦ ૩૩

અઠાવનમી ઢાળે કહ્યો, કુંવર અધિકાર હો;
આંબાજી કહે તે આગળે, રસિક છે વિસ્તારો હો. સુ૦ ૩૪

છંદ શિખરણી.

સૂણી સ્થિતિ ભૂપે, પ્રહર્ષિત તે આનન થયું;
જીવ્યો ભ્રાતા જાણી, તનમન તણું કષ્ટજ ગયું,
વિયોગે વાલાના, સકલ દિન દુઃખે નિરગમ્યા;
સ્મૃતિ પામ્યો રાજા, અનુજ સહ બેહુ વન ભમ્યાં. ૩૩

દોહરા.

શ્રમીત થઇ કહે સુંદરી, સભાતણી મોઝાર;
આગમ દિને રાજવી, અવર કહું અધિકાર. ૧
રંજન થયું મન રાયનું, સજીવ જાણી કુમાર;
તન મન તલપે તેહના, સૂણવા તે વિસ્તાર. ૨
કથન સૂણી તે ભૂપતિ, વદે મનોહર વાણ;
ધન્ય ધન્ય વાણી આપની, તુમે સતી ગુણ ખાણ. ૩
શાંતિ લહો મુજ બેનડી, સુખેગમો દિન રાત;
આગમ દિન સૂણાવજો, અપૂર્ણ રહી જે વાત. ૪
અન્નોદક તજી ત્યાં સતિ, રહે સકલ પરિવાર;
વાત સૂણવા સતી બાઇની, પ્રમોદનો નહિ પાર. ૫
તે દિન રજની વ્યતિક્રમ્યા, ઉદય થયો જગભાણ;
અપર દિને તે ભૂપતિ, ઉચ્ચરે ઉલટ આણ. ૬

મધુ મીસરીથી મીઠ છે, વાણી રસ ભરપુર;
આજે સૂણવા માહરૂં, આતુર થયું છે ઉર. ૭
પૂર્ણ જાણી તેહ નૃપનો, અનુગ્રહ તેણીવાર;
સતી વિતક તે વર્ણવે, સાંભળતાં સુખકાર. ૮

---

## ઢાળ ૫૯ મી.

---

રાગ-સુગ્રીવનગર સોહામણું.

અરણ્ય થકી તે આવીયોજી, ઉજેણીપુર મોઝાર;
પુરીજન મુખથી સાંભળ્યાજી, ભ્રાત તણા સમાચાર.
હો રાજન સુણો મુજવિતક વાત. એ ટેક. ૧
જેષ્ઠ બંધુ જાણી ગાદીયેજી, ચિંતા થઇ તે દૂર;
નગર જોવા નિજ ભ્રાતનુંજી, થયો તે હર્ષાતુર. હો૦ ૨
ગુપ્ત રહ્યો નિજભ્રાતથીજી, જાણવા કર્મ જંજાળ;
સાયંકાળે તેહ સંચર્યોજી, પેખે પુરનો ખ્યાલ. હો૦ ૩
રૂદન ત્રિયાનું સાંભળીજી, જઇ પૂછ્યું વૃત્તાંત;
તે ત્રિયા તનુજને કારણેજી, ગયો જ્યાં જક્ષ કૃત્તાંત. હો૦૪
વ્યંતર સ્થાન ધ્યાને રહ્યોજી, ધ્યાવે જીનવર નામ;
જક્ષ બંધન ત્યાં પામીયોજી, પીડીત થયો તે ઠામ. હો૦ ૫

વ્યંતર કહે ત્યાં તેહનેજી, છોડો મુજને દયાલ;
હિંસા તજાવી મુક્ત કર્યોજી, સુણી વિજ્ઞપ્તી રસાલ. હો૦ ૬
જક્ષ સંકટથી ઉદ્ધર્યોજી, સુતો તેણે ઠાય;
ભીલ નીકળ્યા તે પુરથીજી, બાંધી નાંખ્યો કુપમાંય. હો૦ ૭
સંકટ બંધુના સાંભળીજી, નૃપતિ કરે રે સંતાપ;
કોમળાંગી મુજ બંધવોજી, પામ્યો તે પરિતાપ. હો૦ ૮
દીલનું દુઃખ તે દીલ વિષેજી, ગોપવી રાખે રે રાય;
આતુર થઈ નૃપ સાંભળેજી, કથન કહે જે બાઇ. હો૦ ૯
ઉજેણી તણો વ્યવહારીયોજી, સાગરદત્ત ગુણગેહ;
કુપ થકી તેને કાઢીયાજી, દયાવંત થઇ તેહ. હો૦ ૧૦
નિજ આવાસે તેડી કરીજી, કીધી મીજમાની સાર;
પ્રાણ થકી પ્યારા ગણ્યાજી, જાણ્યા ભાત અનુહાર. હો૦ ૧૧
સાગર દત્ત તે પ્રતાપથીજી, વિત્ત બહોળાં કમાય;
નિકટ રહ્યા વ્યવહારીયાજી, સ્નેહાળુ તે સંગ થાય. હો૦ ૧૨
કેશરની સંગે સાધીયોજી, વિદેશ જવાનો દાવ;
શીખ માગી નિજ શેઠનીજી, સર્વ ગયા લઇ નાવ. હો૦ ૧૩
સમુદ્ર ઓલંઘી આવીયાજી, નગરી કાંતિરે પુર;
પ્રૌઢ પ્રતાપી તે જાણીયેજી, છે શૂરવીર ને ધીરહો. હો૦ ૧૪
ક્રયવિક્રય કરતા થકાંજી, બહુ વિધ સંચ્યા દ્રવ્ય;
દાન દયાદિ ગુણો થકીજી, જશ વાધ્યો તસ ભવ્ય. હો૦ ૧૫

કનક સેનની હું કુંવરીજી, પરણી તેહની સંગ;
ચીરકાળ રહ્યાં તે રાજ્યમાંજી, મનમાં ધરી ઉમંગ. હો૦ ૧૬
સ્વદેશ પ્રત્યે સધાવવાજી; શીખ માગી નૃપ પાસ;
મુજ તાતે આગ્રહ કીયોજી, કરવા ત્યાં નિવાસ. હો૦ ૧૭
વાત ન માની મુજ સ્વામીયેજી, તુરત થયા તૈયાર;
રક્ષા કાજ નૃપે આપીયાજી, પચાસ પહેરેવાર. હો૦ ૧૮
એક સંબો સંગે સ્થાપીયોજી, સર્વતણો શિરદાર;
હળીમળી સહુ સંચર્યાંજી, હું ચાલી પીયુ લાર. હો૦ ૧૯
નાવ આરૂઢ થઇ આવીયાજી, મધ્ય જલધિની માંય;
આ કેશર મોહ્યો મુજથીજી, કામાંધ દેખી થાય. હો૦ ૨૦
સુબાને પણ ખૂટવ્યોજી, થયો માયાવી કૂર;
મુજ પીયુ સમુદ્રે પરઠવ્યાજી, કેશર થયો નિષ્ઠૂર. હો૦ ૨૧
અન્નોદક તજ્યાં તે દિનથીજી, વિયોગી થતાં મુજદીલ;
પરિસા દીધા અતિ મુજનેજી, લૂંટવા તેણે શીલ. હો૦ ૨૨
ટેક મૂકી નહિં શીયળનીજી, જાણી જૈનધર્મ સાર;
કર્મે કરી હું રાજવીજી, અહિં આવો આવાર. હો૦ ૨૩



## ઢાળ ૬૦ મી.

રાગ-કોણ પત રાખે માહરો.

સંકટ સુણી લઘુભ્રાતના, નૃપે કર્યો હાહાકાર રે;
સમુદ્ર પડ્યો પ્રિય બંધવો, ગુણીયલ રાજ કુમાર રે;
ઉજેણી પતિને દુઃખ અતિ ઘણું. એ ટેક. ૧
ક્ષણ ક્ષણ બંધવ સાંભળે, નિજ માડી જાયો વીર રે;
નરવર મન વિરહી થયું, પ્રગટી ચિંતા ગંભીર રે. ઉ૦ ૨
મળે નહિ સ્વર્ગ પાતાળમાં, સહોદર પોતાનો ભાઈ રે;
ઉદેભાણ મહા ભૂપતિ, દિલગીર અતિશે થાઈ રે. ઉ૦ ૩
રાજ ઋદ્ધિ સુખ સાહેબી, લાગે મુજને અસાર રે;
વિસરે નહિ કહિ દીલથી, બંધવ હૈડાનો હાર રે. ઉ૦ ૪
ઘણા રે દિવસ દુઃખ ગોપવ્યું, મનને રાખી સ્થિર રે;
આજરે ઉછાળો દીલ દુઃખનો, રાખી રહે નહિ ધીરરે. ઉ૦ ૫
ઉજેણી તણો તે નૃપતિ, ઝૂરે સભાની મોઝાર રે;
આંસુડે ભીંજાવે ચીવરો, ઉચ્ચરે દુઃખ ઉદ્ગાર રે. ઉ૦ ૬

છંદ લલીત.

અરર હાયરે ભ્રાત માહરા,
હદ વિના સુણ્યા કષ્ટ તાહરા;

અનુજ તુજની આ દશા થઇ,
હિમત સાંભળી માહરી ગઈ.　　　　૧

લઘુવયે અરે માવડી મરી,
અપરમાતની બુધ્ધિ તે ફરી;
શીયળ રાખીયું ધીરતા ધરી,
પિતુ પ્રકોપથી પ્રાણ સંહરી.　　　　૨

રજની અંધારીયે ચાલીયા વને,
ધીરજ આપતો ભ્રાત હું તને;
વિકટ રાનમાં કષ્ટ તેં સહ્યાં,
કથનથી કથી જાય ના કહ્યા.　　　　૩

મૂકી વને તુને જે દિનથી ગયો,
વીર વિયોગ તે દિનથી થયો;
ઉજણુ પુરમાં આવીયો અને,
નવિ મળ્યો અરે ભ્રાત તું મને.　　　　૪

પર રક્ષા તણું શૂર તેં ધર્યું,
અખિલ પુરનું કષ્ટતો હર્યું;
વધક દેવ તે દિનથી ગયો,
વિષમ કુપમાં નિપાત રે થયો.　　　　૫

અરર કષ્ટ તે કેટલાં કહું,
વિરહ દુઃખથી દીલડું દહું;

કુપ તણા બંધુ કષ્ટ ઉધર્યો,
વણીક કેશરે છલરે કર્યો. ૬
દુઃખદ સાગરે ભ્રાત પડીઓ,
કપટી વાણીયે જુલ્મ તે કર્યો;
દિન ઘણા બંધુ દૂર તું વસ્યો,
મુજ તણા ચિત્તે ના કદિ ખસ્યો. ૭
દુઃખ ભર્યો ખરે આ સંસાર રે,
જીવન સુખને છે ધિકાર રે;
વીર વિયોગની કહી વાતડી,
વિરહ ભ્રાતનો દહે છાતડી. ૮

છંદ તોટક.

મળશે જગમાં ધનધામ મણિ,
મળશે જગમાં નમણી રમણી;
મળશે સુખ રાજ્ય ભુવિ ફરતે,
મળશે નહિં ક્યાંઇ સહોદર તે. ૧



## ઢાળ ૬૧ મી.

રાગ—હું તુજ આગળ શી કહું.

દીલગીર દેખી તે ભૂપને રે લાલ,
અશ્રુ ઢાળે નરનાર રે.          શોભાગીલાલ.
ધર્મી રાજા તણા પ્રેમથી રે લાલ,
દુઃખી સહુ પરિવાર રે.      શો૦
ભ્રાત વિયોગે ઝૂરે ભૂપતિ રે લાલ.      એ ટેક. ૧
પટાંતર બેઠી રૂવે રાણીયું રે લાલ,
પાડી અશ્રુતણી ધાર રે.                શો૦
સુખ દુઃખપતિ સંગે સહે રે લાલ,
પત્ની તણો આચાર રે.          શો૦ ભ્રાત. ૨
તેણે સમે તે નૃપના રે લાલ,
સુભા આદિ સામંત રે.                શો૦
કોપ કરે કેશર ઉપરે રે લાલ,
જાણી અપરાધી અત્યંતરે.            શો૦ ૩
દંડ પ્રહાર કરી આકરા રે લાલ,
તાડન કરે તેણીવાર રે.              શો૦
બંધન કીધો તે શેઠને રે લાલ,
સંગે બાંધ્યો જમાદાર રે.            શો૦ ૪

ભૂપતિ ભ્રાતને નાખીયા રે લાલ,
જલધિ તણી મોઝાર રે. શો૦
અગ્રણી નર કહે રાજ્યનો રે લાલ,
કરો એહનો સંહાર રે. શો૦ ૫
પહેરેગીરો હાજર ખડા રે લાલ,
તુરત થયા તૈયાર રે. શો૦
દારૂ ગોળી બંદુકે ભરી રે લાલ,
કરવા એહને ઠાર રે. શો૦ ૬
કાયા થરથરી એહુ તણી રે લાલ,
સજ્જ દેખી હથીયાર રે. શો૦
શુદ્ધિ રહી નહીં દેહની રે લાલ,
કંપ્યા કાયા તણા તાર રે. શો૦ ૭
હાંસી કરી કઈક બોલીયા રે લાલ,
ક્રોધ એહુ પર લાય રે. શો૦
નિર્લજ્જ થયા છે પાપીયા રે લાલ,
તુર્ત કરો તેને ઠાર રે. શો૦ ૮
નિર્દોષી એહને નાખવા રે લાલ,
ખોદ્યો ખાડો તે ખાસ રે. શો૦
પાપી પોતે ત્યાં જઈ પડ્યો રે લાલ,
તુર્ત થયું તન નાશ રે. શો૦ ૯



સતી શીયળ તેમ લૂંટવા રે લાલ,
કીધો વિપરીત વિચાર રે. શો૦
પાપ પ્રગટ્યા હવે તેહના રે લાલ,
છે દુરાચારી શિરદાર રે. શો૦ ૧૦

હણવા કાજે તું બેહુને રે લાલ,
બંદુકો તાકે તે વાર રે. શો૦
જીવન આશા તજી તે સમે રે લાલ,
હિંમત ગયા તે હાર રે. શો૦ ૧૧

ઉજેણી પતિ વળતું કહે રે લાલ,
કરૂણા આણી પારાવાર રે. શો૦
હણશો નહિ તમે તેહને રે લાલ,
પ્રહરણ તણે પ્રહાર રે. શો૦ ૧૨

કારાગ્રહે તેને લઇ કરી રે લાલ,
પુરો બેહુ જોડા જોડ રે. શો૦
સાંભળું બંધુ કુશળ વાતડી રે લાલ,
દેશું તદા તેને છોડ રે. શો૦ ૧૩

વચનસુણી નિજ નૃપના રે લાલ,
શાંત થયા હણનાર રે; શો૦
અહીં જમાદાર દાહડી રે લાલ,
શઠને મારે સંગે માર રે. શો૦ ૧૪



માર પ્રહાર કરી એહુને રે લાલ,
દીયે કારાગૃહ પુર રે. શો૦
દિન દિન ચાબુક મારતા રે લાલ;
નૃપ સુભટ જે શૂર રે. શો૦ ૧૫
જલધિ તીરે સ્વારો પાઠવ્યારે લાલ;
શોધવા સહોદર ભાઇ રે. શો૦
અનેક જોજન ભમી આવીયા રે લાલ;
નિષ્ફળ પ્રયાસ જાય રે. શો૦ ૧૬
જલ સ્થળ પંથો ઢુંઢીયા રે લાલ;
મળે ન ક્યાંઇ કુમાર રે; શો૦
દીલગીરી વર્તિ તે પુરમાં રે લાલ;
સ્થિતિ દિસે દુઃખકાર રે; શો૦ ૧૭
નીતિ રીતિવંતા રાયથી રે લાલ;
પ્રજા રહે એક રંગ રે. શો૦
જમ દંડી રાજા જો હુવે રે લાલ;
સ્નેહ વધે ન તે સંગ રે. શો૦ ૧૮
એક દુઃખે દુઃખીયા સહુરે લાલ,
રાજા પ્રજા પરિવાર રે. શો૦
નૃપતિ તણા અનુરાગથી રે લાલ,
કેકે તજ્યો છે આહાર રે; શો૦ ૧૯



ઉજેણી પતિ ઉપવાસીયા રે લાલ,
તીલકસુંદરી ત્યું નાર રે; શો૦
રસ શશીમી ઢાળે કહ્યો રે,
આંબાજીએ તે વિસ્તાર રે; શો૦ ૨૦

### દોહરા.

સાગરદત્ત તેડાવીયો, નૃપતિયે તે વાર;
અર્પણ કરે ધન માલને, આણી પ્રેમ અપાર ૧
હીરા માણેક આપીયા, અર્પ્યા અનુપમ હાર;
સ્તુતિ કરે સર્વ શેઠની, સભા વિષે નરનાર ૨

### શિખરિણી.

ભલે જન્મ્યો ભ્રાતા તુમ દયાળુ ક્ષિતિ તળે,
નિહાળી તે નેત્રે, જગત જનના પાતક ટળે;
દયા મૂર્તિ હેવો અવિચલ પણે નિત્ય વિચરો,
કરી રૂડા કૃત્યો, પ્રવર પદને તુર્તજ વરો.

### દોહરા.

ભ્રાત વિયોગે ભૂપતિ, શોચે વારંવાર;
વર્ત્તી ઉદાસી પુરમાં, સઘળી બાગ મોઝાર ૩
ઉજેણી તણી સ્થિતિ કહી, અલ્પ બુદ્ધિ અનુસાર;
શ્રોતાજન સહુ સાંભળો, વિરહી કુંવર વિસ્તાર ૪

બળવંત સ્થિતિના માનવી, પામે નહિ વ્યાઘાત;
તરૂવર મંદરથી ગીરે, પયોધિ થાય નિપાતઃ ૫
વીરભાણ ત્યું જીવન બળે, બચી ગયો તે વાર;
મહોદધિમાં તરી રહયો, ફલગ તણે આધાર. ૬
પડતાં વ્યથા બહુ પામીયો. રાજવી તે કુમાર;
કર્મ વિંટબના વર્ણવે, સમજી શાસ્ત્રનો સાર. ૭

## ઢાળ ૬૨ મી.

રાગ પંચ પ્રમાદ તજી 'પડિકમણું' તથા ભેરવીમાં પણ ચાલશે.

પૂર્વ ભવમાં પાતક કીધાં,
આનંદ ધરી તન સંગે;
પાપ સેવ્યાં મેં પૂર્ણ અઢારે,
ઉલટ આણી મનરંગે;
કીધા કર્મ ઉમગે હો રાજ,
ભોગવું છું દુઃખ અંગે એ ટેક૦ ૧
જીવ હણતાં જરા ધ્યાન ન રાખી,
પરમ ધરમ વિસારી;
ભૂચર ખેચર પ્રાણ વિનાશી,
બાંધ્યા પાપ અમાપી; કીધા. ૨

દુઃખી જનોને દુઃખડારે દીધા,
પરધન લીધા મેં હરીને;
છેદન ભેદન નારકી કીધા,
ક્રૂરતણા ભવ કરીને; કીધા. ૩

કુડી શાખ પૂરીને દુઃખીજન દુહવ્યા,
અજ્ઞાન પણે કીધા કર્મ;
ગુરૂ બોધે મિથ્યાત્વને માન્યા,
જાણ્યો નહિ જૈનધર્મ; કીધા. ૪

આરજ કુળમાં અવતાર લઈને,
મેં શ્રાવક નામ ધરાવ્યું;
કણ કસાઈનો વેપાર કરતા,
પરજીવ સુખ હરાવ્યું. કીધા. ૫

સાસુડી ભવમાં વહુને સંતાપી,
આળ આપ્યા હશે ભૂંડા;
શીયળ વિરાધી ગર્ભ ગળાવ્યા,
સજીવ સેકયા હસે ડુંડા. કીધા. ૬

અગ્નિ લગાડી વનડારે બાળયા;
જુ લીખ માંકડ માર્યાં;
ભીલ ભીવરના જન્મ લઈને,
પંચેન્દ્રિ જીવ સંહાર્યાં. કીધા. ૭

ઉષ્ણુ ઉકળતા આંધણુ કરીને,
ત્રસ પ્રાણુ તેમાં મેં ઓર્યા;
તેલ તાવડા ખદખદાવી,
પામર જીવ કાં બોળ્યા. કીધા. ૮

ગુણી જનોને ગાળજ આપી,
જીવન દોરી જગ કાપી;
અધર્મ તણા તો પાર રહ્યા નહિ,
સ્થાપ્યા પાપ અમાપી. કીધા. ૯

અનાર્ય કુળે જન્મજ લઇને,
ક્રૂર કીધા અતિ કામો;
પદ પદ સ્થાને આપદ પામ્યો,
પૂર્ણ થઇ નહિ હામો. કીધા. ૧૦

અનંત જન્મમાં ભવ ભવ ભમતા,
કર્મ બાંધ્યા બહુ ગાઢાં;
પુણ્યે કરી હું માનવ ભવ પામ્યો,
પાપ આવ્યાં અહિં આડાં. કીધા. ૧૧

ક્ષણુમાં સુખ વળી ક્ષણુમાં દુખડાં,
તે કર્મ તણા છે કામો;
પયોધિમાં જેમ તરંગ લય પામે,
નાશ થઇ મુજે હામો. કીધા. ૧૨

કીહાં નગરી મુજ ધામ તે રહિયાં,
કીહાં સચીવ સુખદાઈ,
તીલકસુંદરી સતી સંકટમાં;
ક્યાં ઉજેણી પતિ મુજ ભાઇ. કીધા. ૧૩

થયો એમ બોલતાં ગદગદ કંઠે,
વિરહી કુંવર મનમાંહી;
પ્રભાત થતામાં નાવ નિકળ્યું,
રત્નાવતી તણું ત્યાંહી. કીધા. ૧૪

વાણી સુણીને વીરસાણુ કેરી,
નાવીક નાવ ત્યાં લાવે;
ફલગ આધારે કુંવર રહીયો,
રાત અંધિ દુઃખ દાવે. કીધા. ૧૫

રાજકુંવરની કરૂણા રે લાવી,
લીધો તેને નાવની માંહી;
વિતક વાતડી પુછતાં રે તેની,
દીલગીર થયાં સહુ ત્યાંહી. કીધા. ૧૬

હિમત આપીને કહે કુંવરને,
તમે અમ જીવન પ્રાણ;
રત્નાવતી ના વાસી અમે તો,
સ્વદેશ જાય છે વહાણ. કીધા. ૧૭



ઔષધ ઉપાચો કરતાં કુંવરને,
આનંદ અતિ અંગે થાયે,
વિનોદ વાતડી કરે તેહ શું.
વખત સુખે તેથી જાયે. કીધા. ૧૮

કોઇ પૂર્વ પુન્યે કરી કુંવરને,
જોગ મળ્યો સુખદાઇ;
કહે મુનિ આંબાજી બાસઠમી ઢાળે,
કર્મ કથા તેણે ગાઇ. કીધા. ૧૯

દોહરા.

વક્તા તો વાચક વદે, ચિત્ત શ્રોતાના જોય;
કહેતાં રસતો ઉપજે, શ્રોતા ચાતક હોય. ૧

સ્થિતિ સુણો વીરભાણની, તનમન રાખી ધ્યાન;
વાત મનોહર આગળે, સુણતાં પ્રગટે જ્ઞાન. ૨

કનકાપુર પણ ના ગયો, ગયો ન ઉજેણીપુર;
કુંવર પડી દુઃખ સાગરે, કર્મે ગયો બહુ દૂર. ૩





## ઢાળ ૬૩ મી.

રાગ—હું તુજ આગળ શીકહું.

પૂર્વ દિશે નગરી ભલીરે લાલ,
રત્નાપુર નામે ગામરે; શોભાગી લાલ.
મંદિર માળે પુર શોભતુંરે લાલ,
પ્રજા વસે ઠામો ઠામરે. શો.
કુંવર કથા મનોહારણીરે લાલ એ ટેક. ૧

પોળ બજારો તેમ ચોવટારે લાલ,
બાંધણી છે મનોહારરે. શો.
પુર શોભે જલ વૃક્ષે કરીરે લાલ;
શીયળે શોભે જેમ નારરે. શો. કુંવર. ૨

પ્રૌઢ પ્રતાપી ત્યાં વસેરે લાલ,
વજ્રસેન ભૂપાળરે. શો.
પ્રીત રાખે છે પ્રજા પ્રત્યેરે લાલ,
જનની રાખે જેમ બાળરે. શો. કુંવર. ૩

તે નૃપ કન્યા એક સુંદરૂંરે લાલ,
વિજયાકુંવરી છે નામરે. શો.

રૂપ અનુપ વિલોકતાંરે લાલ;
અમરી તજે અભીમાનરે. શો. કુંવર. ૪

રાજ્ય કન્યા એવી ત્યાં વસેરે લાલ,
સૌંદર્યતણું તે ગેહરે. શો.
ભણી ગણી ચોસઠ કળારે લાલ;
કુંવરો કુંવારી તેહરે. શો. કુંવર. ૫

જક્ષ તણું એક ઉપવનેરે લાલ,
દેવાલય છે વિશાળરે. શો.
પૂજે અર્ચે તેને પ્રેમથીરે લાલ;
નૃપ બાળા સરૂપાળરે. શો. કુંવર. ૬

પુરંદર સમો પતિ પામવારે લાલ,
રૂપ ગુણે જે સધીરરે. શો.
તપ વય તેજે શોભતોરે લાલ;
ક્ષત્રી વંશી ધીર વીરરે. શો. કુંવર. ૭

તેહ કારણ નૃપ કુંવરીરે લાલ,
જક્ષ પૂજવાને જાયરે. શો.
ચેટીકા વૃંદ કુંવરી તણોરે લાલ;
સંગે જાય ઉલ્લસાયરે. શો. કુંવર. ૮
કઈક વર્ષો વિતિ ગયાંરે લાલ,

પૂજતાં તે જક્ષ દેવરે.　　　　શો.
ચિંતિત પતિ પણ ના મળ્યોરે લાલ;
કુંવરીને તત્ખેવરે.　　　　શો., કુંવર. ૯

યૌવનવંતી જાણી તેહનેરે લાલ;
કીધા પટ તે અનુહારરે.　　　　શો.
સેવક જનોને તેડાવીયારે લાલ;
જણાવી તેહ વિચારરે.　　　　શો. કુંવર. ૧૦

દેશ વિદેશે પુર ફરીરે લાલ,
શોધો કાંતિવંત કુમારરે.　　　　શો.
સર્વ ગુણે હોય શોભતોરે લાલ;
કન્યા દીજે તસ લારરે.　　　　શો. કુંવર. ૧૧

એમ કહી પટ આપીયારે લાલ,
પાઠવ્યા દેશ-પરદેશરે.　　　　શો.
રાજવંશી કુંવર પેખીયારે લાલ;
મોદ ધરીને વિશેષરે.　　　　શો. કુંવર. ૧૨

નમણાકૃતિ તેમ તેજથીરે લાલ,
દિસે ન કુંવરી સમાનરે.　　　　શો.
રૂપે કદિ કોઈ શોભતારે લાલ;
મળે નહિં તેમાં જ્ઞાનરે.　　　　શો. કુંવર. ૧૩

પ્રેક્ષક જનો પાછા વળ્યારે લાલ,
આવ્યા તે ઠેઠ હજુરરે. શો.
કરજોડી કહે નૃપનેરે લાલ;
અમે ફર્યાં દેશ પુરરે. શો. કુંવર. ૧૪

રાજકુંવરો અવલોકીયારે લાલ,
વસતા વસુધામાંયરે. શો.
કુંવરી સમોવર સુંદરૂ રે લાલ;
અમને મળ્યો ન ક્યાંયરે. શો. કુંવર. ૧૫

આગંતુક વચનો સુણીરે લાલ,
ચિંતા ઉરે ઉભરાયરે. શો.
કહે વિમાસી તે મહીપતિરે લાલ;
સ્વ પ્રિયા પાસે તે આયરે. શો. કુંવર. ૧૬

યૌવનવંતી થઈ કુંવરીરે લાલ,
રૂપે રતિ અનુહારરે. શો.
જગમાં જોતાં ક્યાંઇ ના મળ્યોરે લાલ;
રાજવી તેવો કુમારરે. શો. કુંવર. ૧૭

શોકાતુર દંપતી થયારે લાલ,
કુંવરી પ્યારી તે જોયરે. શો.
તે સમે આવ્યો તે પુરમાંરે લાલ;
નિપુણ જ્યોતિષી સોયરે. શો. કુંવર. ૧૮



ઉભો આવી તે હજુરમાંરે લાલ,
પ્રણમી નૃપના પાયરે.　　　　શો.
ચિંતાળુ ચિત્ત વિલોકતાંરે લાલ;
શંકિત મનડું થાયરે.　　　　શો. કુંવર. ૧૯

નમ્ર થઈ પૂછે તે નૃપનેરે લાલ,
વદી વચનો વિખ્યાતરે.　　　　શો.
કારણ કહો મુને ભૂપતિરે લાલ;
પ્રગટ કરી તે વાતરે.　　　　શો. કુંવર. ૨૦

વળતું કહે તદા ભૂપતિરે લાલ,
વિજયા તણું વૃત્તાતરે.　　　　શો.
જ્યોતિષી નિમીત આધારથીરે લાલ;
ભવિષ્ય ભાખે અવદાતરે.　　　　શો. કુંવર. ૨૧

ચિંતા તજો તે રાજેશરૂરે લાલ,
પૂર્ણ થશે તુમ હામરે.　　　　શો.
વિદેશી કુંવર એક આવશેરે લાલ;
ચિંતિત થશે તેથી કામરે.　　　　શો. કુંવર. ૨૨

રૂપ ગુણે નરવર જીતીયારે લાલ,
પ્રૌઢ છે જેનો પ્રતાપરે.　　　　શો.
ખટ માસે બંદર ઉતરેરે લાલ;
રાજવંશી આપો આપરે.　　　　શો. કુંવર. ૨૩

પશ્ચિમ દિશે કનકાપુરીરે લાલ,
વિરધવળ ત્યાં છે ભૂપરે. શો.
તાસ તનુજ મતિ આગળોરે લાલ;
રતિ પતિ સમ રૂપરે. શો. કુંવર. ૨૪

તુમ તનુજાપતિ તે થશેરે લાલ,
આવતાં ઈણે પુર ધામરે. શો.
કથન સુણી તેને ભૂપતિરે લાલ;
સંતોષે આપીને દાનરે. શો. કુંવર. ૨૫

રાજા રાણી તેમ કુંવરીરે લાલ,
રંજન થયા તે વારરે. શો.
પુર શણગાર્યું શોભા કરીરે લાલ;
જોતાં દિસે મનોહારરે. શો. કુંવર. ૨૬

કેતુ પતાકા બહુ રંગનારે લાલ,
તેણે દીપે છે બજારરે. શો.
વિદેશી કુંવરને પેખવારે લાલ;
આવે કેઇ પુર બહારરે. શો. કુંવર. ૨૭

રાજદ્વારે મંડપ રચાવીયોરે લાલ,
જોતાં દિસે ઝળકારરે. શો.
તંબુ બંદરે તણાવીયારે લાલ;
નૃપતિયે સુખકારરે. શો. કુંવર. ૨૮

હર્ષીત થયો અતિ નૃપતિરે લાલ;
આવતા દિન નિમિત્તરે.          શો.
દિવ્ય વાહન લઈ આવીયારે લાલ;
અંદરે ધરી સહુ પ્રીતરે.          શો. કુંવર. ૨૯

રાહ જુએ નરનારીયોરે લાલ;
કરતાં અંતર વિચારરે.          શો.
તેહ સમય નાવ આવીયુંરે લાલ;
રહ્યા જેમાં રાજકુમારરે.          શો. કુંવર. ૩૦

અંદર આવી નાંગર નાખીયારે લાલ;
નાવીકોયે તે તીરરે.          શો.
નાવું નાખે માન આપવારે લાલ;
કુંવર જાણી ધીર વીરરે.          શો. કુંવર. ૩૧

વિસ્મય થયા વ્યવહારીયારે લાલ;
જોતાં તેમ વીરભાણરે.          શો.
સહસ ગમે ત્યાં પુરી જનોરે લાલ;
ઉભા દિસે તેહ ઠાણરે.          શો. કુંવર. ૩૨

ત્રેસઠમી ઢાળે તે કહ્યોરે લાલ;
કુંવર કથાનો સારરે.          શો.
આંબાજી મુનિ કહે આગળેરે લાલ;
સુણતાં થશે સુખકારરે.          શો. કુંવર. ૩૩

દોહરો.

નાવથી ઉતરે ત્યાં કણે, કુંવર તે રતિવંત;
પુર નરનારી સર્વના, દેખી દીલ હરખંત. ૧

રૂપ અનુપતે પેખતાં, સહુ જન વિસ્મયકાર;
આશીષ વચને બોલતા, ધન્ય ધન્ય રાજકુમાર. ૨

સામંત તેમ મંત્રીશરૂ, કરગ્રહે તે વાર;
રાજવંશી જે પુરૂષો, ખાંતે કરે જુહાર. ૩

તંબુ માંહી તેડી ગયા, જાણી કુંવર સુજાણ;
જુગતિ ન જાણે તેહની વિદેશી તે વીરભાણ. ૪

ભૂષણાદિ આપી કહે, પેહરો રાજકુમાર;
રથ વાહન આ આવીયા, તુમ કાજે નિરધાર. ૫

ચકિત થયું ચિત્ત તેહનું, સુણતાં અચરિજ વાત;
ક્યાંથી જાણે આ પુરૂષો, મુજનું પૂર્વવૃત્તાંત. ૬

નિવાસી કનકાપુરીનો, આવ્યો કર્મે અહિં;
મિજમાની શી આવડી, મિષ કહો તે ભાઇ. ૭

અલ્પ વિસ્તારે મિષ કહ્યું, થશો નૃપના જમાઇ;
ધારી અંગ આભૂષણો, અશ્વારૂઢ ત્યાં થાય. ૮

પુર પ્રવેશ કરતા સમે, વિલોકે ત્યાં નરનાર;
દેશી વિદેશી બોલતા, ચીરંજીવો કુમાર. ૯

શિખરિણી.

અહોં પુણ્યાકૃત્તિ, અદ્દભુત હિસે કૈક જનની,
લહાવી લાડોને, રસબસ કરે વૃત્તિ મનની;
હતી સ્થિતિ કેવી, ક્ષણ સમયમાં કુંવર તણી;
પ્રગટયો છે પુણ્યે, જગત જનમાં તે દિનમણિ. ૩૫

ઢાળ ૬૪ મી.

રાગ-ઈણ સરોવરીયારી પાજ.

તુરગારૂઢ કુમાર પુરપંથે પરવર્યો, મારા૦
જનમન રંજન હાર ઉદ્યોત તેણે કર્યો; મારા૦
ઉડે અબીલ ગુલાલ વાજીંત્રો વાગીયા, મારા૦
ગાંધ્રવ કરતા ગાન સુણે અનુરાગીયા. મારા૦ ૧

સજીયા આભૂષણ સાર વસ્ત્રો બહુ રંગના, મારા૦
આવી વર પાસે નાચ કરે વારાંગના; મારા૦
હસ્તે ગ્રહી હથીયાર ને જાતો ઝળહળે, મારા૦
ચાલી ચતુરંગી ફોજ વર તણી આગળે. મારા૦ ૨

ગોખે ચડી જોવા જાન કેઇ ચંદ્રાનની, મારા૦
જોતાં વિસ્મયકાર થાવે તે માનની; મારા૦
ઉચ્ચરે મંજુલ વાણુ નિરખી તે જાનને, મારા૦
ઉડુ રાજ પણ આજ મૂકે દેખી માનને. મારા૦ ૩

વરરૂપે ઝાંખો થાય સુરપુરનો ધણી; મારા૦
અંગે અનંગ સમ રૂપ દીપે જ્યું દિનમણિ, મારા૦
પુણ્યે પામી ભરથાર વિજયા સુકોમળી; મારા૦
મકરધ્વજ સમો નાથ ઇચ્છિત વાંછા ફળી. મારા૦ ૪

વિદેશી છે પુણ્યવંત થયો વિજયાપતિ, મારા૦
રહેજ્યો દંપતી ક્ષેમ કહે હર્ષીત થતી; મારા૦
સરખા સરખી જોડી મળી વર વહુની, મારા૦
એવી આશીષ વાણુ નીકળે ત્યાં સહુની. મારા૦ ૫

તેને રત્નજડીત્ર પંખે વાયુ ઢોળતાં, મારા૦
રહી હજારે હાજર જય જય બોલતા; મારા૦
ચાલી બહુલી બજાર પહોંચ્યો વર માયરે, મારા૦
સાસુ નિરખતી રૂપ અંગે ઉલ્લસાયરે. મારા૦ ૬

જોતાં તૃપ્તિ ન થાય રૂપ જમાઇનું, મારા૦
વિકશીત થયું દીલ વિજયા તણી માયનું; મારા૦
ત્યાં કરવા વિવાહ જ્યોતિષી આવીયો, મારા૦
પુર્ણવિધિયે મેલાપ કરનો કરાવીયો; મારા૦ ૭

ફેરા ફરતા તે વાર દીયે નૃપ દાયજો, મારા૦
આપે અમૂલા દામ પ્રીત અતિ લાયજો; મારા૦
દીધા દાસીને દાસ નૃપે કન્યાદાનમાં, મારા૦
રંજન થયા જન જોઈ આવ્યા જે જાનમાં. મારા૦ ૮

પરણી ઉતર્યા જે વાર રંગે ચંગે દંપતી, મારા૦
રીઝયા પુરીજન લોક જોતા તેને ખંતથી; મારા૦
ગયા ઉપવને તેહ જક્ષ દર્શન કારણે, મારા૦
સર્વ મનુષ્યનો વૃંદ રહ્યો દેવળ બારણે. મારા૦ ૯

સમકીતે શ્રદ્ધાવંત, કુંવર ધર્મરાગીયો. મારા.
વ્યંતર મૂર્તિને તેહ, પાયે નવિ લાગીયો. મારા.
શુદ્ધ ચિત્તથી કુમાર, તજી મિથ્યા તંતને. મારા.
ચોત્રીશ અતિશય વંત, નમે અરિહંતને. મારા. ૧૦

છંદ શિખરિણી.

નમું દેવાધિશં, અવિચલ સુખો દાયક પ્રભુ;
નમું નિત્યે હું તો, ત્રિભુવન તણા નાયક વિભુ.
નમું નાહિં બીજા, જિનપતિ વિના દેવ જગના;
કીધી સાચી પ્રીતિ, જિનવર પ્રતે પૂર્ણ ઠગના. ૧

ઢાળ ઉપલી.

કુંવરી કરતાં પ્રણામ, વ્યંતર તણા દ્વારમાં. મારા૦
જાણી આડ ખીલરૂપ, કંકણ મૂક્યું બારમાં. મારા૦

યથા વિધિ અનુસાર, નમન કરી કુંવરી. મારા૦
જવા પુરની મોઝાર, ઉત્સાહ ઉરેધરી. મારા૦ ૧૧

દંપતી ચાલતાં તે વાર, ભૂષણ વિસારીયું. મારા૦
આવ્યા ચાલી રાજદ્વાર, સંગે નરનારીયું. મારા૦

જામાત કન્યાને કાજ, ગ્રહ શણગારીયું. મારા૦
જુગતિ જોવાને જોગ્ય, વિવિધ જેમાં બારીયું. મારા૦ ૧૨

શયન કાજે આદેશ, થયો તે નૃપનો. મારા૦
ગયો ભુવન મોઝાર, ભાવ જાણી ભૂપનો. મારા૦
હેમે જડીત્ર પર્યંક, શોહે મુક્તામણિ. મારા૦
મખમલ માથે તળાઈ, શય્યા છે શોહામણી. મારા૦ ૧૩

અત્તર તેલ ફુલેલ, ધુપ જ્યાં મઘ મઘે. મારા૦
સુગંધી પુષ્પની વાસ, મણિધર મન ઠગે. મારા૦

એવી રચના રચેલ, શયન ગ્રહવાસની. મારા૦
વિજયા પતિ હરખ્યો જોઈ, જુગતિ નિવાસની. મારા૦ ૧૪

આવી બેઠો શય્યા સ્થાન, કુંવર તેમ તલપતો. મારા૦
આવે ક્યારે પરણી નાર, અંતરમાં કલ્પતો. મારા૦
જાણો ચોસઠમી ઢાળ, વિરહો કષ્ટ ભંજની મારા૦
આંબાજી કહે સ્થિતિ તેહ, શ્રોતા ચિત્તરંજની મારા૦૧૫

દોહરા.

રાજ કુંવર મનરીઝીયું, સફળ થતાં મન આશ;
તન મન ઉર્મી ઉચ્છળે, મળતાં સુખદા વાસ.　　　૧

ભ્રમણ કરી હું ભૂતળે, આવ્યો છું અહિ આજ;
પુણ્ય પસાયે માહરાં, સિદ્ધ થયાં છે કાજ.　　　૨

મંદિર માળ મનોહરૂં, પામ્યો લીલ વિલાસ;
કુંવરી પરણ્યો નૃપની, કરશું સુખ નિવાસ.　　　૩

પ્રથમ મેળાપે દંપતી, મળવા મન અકળાય;
સુંદરીભુવને સુંદરી, પીયુ મળવા સજ્જ થાય.　　　૪

ઢાળ ૬૫ મી.

રાગ—હું તુજ આગળ શી કહું.

કુંવરી સજ્જ થઇ નૃપની રે લાલ,
સોળે સજી શણગાર રે.　　　શોભાગી લાલ.
નિજ પીયુને મળવા ભણી રે લાલ.
પૂર્ણ ધરી મન પ્યાર રે　　　શો૦
કુંવરી સજ્જ થઇ નૃપની રે લાલ એ ટેક.　　૧

સુવર્ણું સ્થાળ લીધો હાથમાં રે લાલ;
ભોજન ભર્યાં બહુ ભાત રે શો.
ગજ ગતિયે તે સંચરો રે લાલ;
જતાં પ્રથમ જામ રાત રે શો કુંવરી ૨

માળ અનુપમ ઓલંઘતી રે લાલ,
નૃપ સુતા સુકુમાળ રે. શો૦
ભૂષણ ભુષીત તે ભામિની રે લાલ;
કંઠે છે પુષ્પની માળ રે. શો કુંવરી. ૩

કુંવરી પેખે નિજ નાથને રે લાલ,
જોતાં મનોહર રૂપ રે. શો૦
તય વય તેજે દીપતો રે લાલ;
શોહે પર્યંકે અનુપ રે. શો કુંવરી. ૪

મસ્તક દીપે હીરા મોળીયે રે લાલ,
અંગે ઝરકશી જામરે. શો૦
કુંડળ કર્ણું બેહુ ઝળહળે રે લાલ;
જોતાં સૌંદર્યનું ધામરે. શો કુંવરી. ૫

બાંહે બાજુબંધ બેરખા રે લાલ,
કંઠે મુક્તા તણા હારરે. શો૦
શણગાર સજ્જ વર રાજીયો રે લાલ;
દીપે જ્યું દેવકુમાર રે. શો કુંવરી. ૬

અદ્ભૂત કાંતિ તસ તેજની રે લાલ,
લલના થઈ જોતાં લીન રે.　　　શો૦
જન્મ સફળ મન માનતી રે લાલ;
સુખે જશે હવે દીન રે.　　　શો. કુંવરી. ૭

હર્ષાંતુર થતી અંતરે રે લાલ,
પહોંચી જ્યાં છે નિજ નાથ રે.　શો૦
પીયુને પ્રણમી તે સુંદરી રે લાલ;
ઉભી જોડી બેહુ હાથરે.　　　શો. કુંવારી. ૮

પુણ્ય પ્રગટ્યાં પીયુ માહરાં રે લાલ,
મળ્યા તુમ સમા નાથ રે.　　　શો૦
ભોજન લાવી બહુ ભાતના રે લાલ;
જમીયે દંપતી સાથ રે.　　　શો. કુંવરી. ૯

એમ કહી સ્થાળ મૂકીયો રે લાલ,
નિજ પતિ તણી પાસ રે.　　　શો૦
ભુક્ત આસ્વાદો આ ખંતથી રે લાલ,
મળ્યો મનોજ્ઞ આવાસ રે.　　　શો. કુંવરી. ૧૦

તે ક્ષણે વિજયાકુંવરી રે લાલ,
અંતરે થઇ ઉદાસ રે.　　　શો૦
કંકણ ભૂલી ગઇ બાગમાં રે લાલ;
સ્મૃતિ પામી તે તાસ રે.　　　શો. કુંવરી. ૧૧



વીરભાણ વળતું કહે રે લાલ,
મુખ આંખુ તેનું જોય રે. શો૦
કારણ કહો તુમે સુંદરી રે,
ચિત્તમાં ચિંતા જે હોય રે. શો. કુંવરી. ૧૨

આજ મંગળ મેળાપમાં રે લાલ,
ચિંતાકુળ ચિત્ત થાય રે. શો૦
વિસ્મય તે મુજ મન વિષે રે લાલ,
મિષ કહો પ્રગટાય રે. શો. કુંવરી. ૧૩

વળતું કહે નિજ નાથને રે લાલ,
મુજ મન ચિતા ન કાંય રે. શો૦
તુમ સમા પીયુ માહરે રે લાલ,
પ્રગટી પુણ્ય કમાય રે. શો. કુંવરી. ૧૪

થયો શંકાળુ તેથી ચિત્તમાં રે લાલ,
જાણી મર્મ ભરી વાત રે શો૦
પૂછે નવોઢા નિજ નારને રે લાલ,
જાણવા તાસ વૃત્તાંત રે. શો. કુંવરી. ૧૫

ક્ષ-ઈસ તર ધનકી કોન બડાઇ-સિંહાનો કનરો.

પ્રથમ મેલાપે અંતર ન રાખો,
સુંદરી સત્ય કારણ દાખો. એ ટેક૦
કારણ કાંઈ પણ ખરેખર દિસે,



નહિં તો તુજ તણું મનડું હિસે.　　પ્રથમ ૧

સ્મિત જ વદને વદતાં પ્યારી,
મુખાકૃતિ થઈ કાંઇ ન્યારી.　　પ્રથમ ૨

તુમ દીલ હિસે પ્રથમજ ન્યારૂં;
ચાલે કેમ કરો ઘર સંસારૂ.　　પ્રથમ૦ ૩

પ્રથમજ કવળે મક્ષીકા જો આવે;
તે ભોજન સ્વાદે કેમ કરી ભાવે.　　પ્રથમ૦ ૪

વળતું તે બોલે મધુરી વાણી;
પ્રાણપતિ પ્રત્યે હેતજ આણી.　　પ્રથમ૦ ૫

---

## ઢાળ ૬૬ મી.

---

રાગ-આદર જીવ ક્ષમા ગુણ આદર.

નિઃશંક કરવા તેણી નિજ પતિને,
કથન કથે ધરી અંતજી;
અલ્પ વચને પૂર્વ કારણ કહીયું,
પીયુ જાણી રતિવંતજી,
કર્મ અશુભે આશા ભંગ થવાની;
એજ અનાદી ન્યાયજી.　　એ ટેક૦ ૧

ઉપવનમાં હું પુજન કરવા,
આવી હતી તુમ સાથજી;
નમન કરતાં મેં જક્ષ દેવને;
કંકણ મેલ્યું તિહાં નાથજી. કર્મ૦ ૨

પાછા ફરતાં ત્યાંથી સ્મૃતિ ન આવી,
યાદ આવ્યું આવારજી;
રજની જતાં તે જન પુરવાસી,
હર્ણું કરશે નિરધારજી. કર્મ૦ ૨

કંકણ ભૂષણની કિંમત છે બહુલી,
જડીત્ર લીલમ હીરા સારજી;
ચિંતાળુ થયું તેથી ચિત્તડું રે મારૂં;
ઇણ સમે ક્ષણ વારજી. કર્મ૦ ૪

આપ સેવામાં હું તત્પર થઇ છું,
આજ્ઞા તણે અનુસારજી;
એવું રે સાંભળી વીરભાણ બોલે,
પ્રગટી પ્રિયા શું પ્યારજી કર્મ૦ ૫

સાંપ્રત સમય હું લાવીને અર્પું,
સુંદરી સુંદર નંગ તારૂંજી;
એવું સુણી નિજ નાથને નિવારે,
'અધુના કંકણ વિસારૂંજી. કર્મ૦ ૬

નિશા અંધારીમાં જાવા દઉં નહિ,
ભુક્ત આરોગો આવારજી,
પુર્ણ પુણ્યે આ અવસર આવ્યો;
દંપતી મિલન સુખ સારજી.　　　કર્મ૦ ૭
એમ કોમળ વચને કાંતા રે વિનવે,
માને નહિં વીરભાણજી;
રજની અંધારીમાં ત્યાંથી રે ચાલ્યો,
રાજકુંવર ગુણ ખાણજી.　　　કર્મ૦ ૮
ચિંતાતુર થયું મનડું રાણીનું,
વને જતાં ભરથારજી;
મ્હેલ ઝરૂખે તે વિરહિણી ઉભી,
નિજાત્મ નિંદે વારંવારજી;　　　કર્મ૦ ૯
વિનાશ કાળે થાય વિપરીત બુદ્ધિ,
સાચો તે છે વ્યવહારજી;
વિસ્તીર્ણ બુદ્ધિવંતા ભાનજ ભુલ્યાં;
કર્મે કરી નિરાધારજી.　　　કર્મ ૧૦
દેવ દાનવને માનવ સરખા,
આગળ ભૂલ્યા છે અનેકજી;
તેમ કર્મે કુંવરજી કંકણ કાજે,
ગયા આપે એકાએકજી.　　　કર્મ૦ ૧૧

પુર તજીતે ત્યાંથી પહોંચ્યો,
ઉપવન તણી મોઝારજી;
પ્રથમ જામની રે જાતાં;
બંધ થયાં પુર દ્વારજી. કર્મ૦ ૧૨

દ્વારસ્થ પુરૂષોને જાગ્રત કરતાં,
મુજ વાત પામે વિસ્તારજી;
કોઇ અન્ય પંથેથી પ્રવેશ કરીને,
જવું પુર વિષે આવારજી. કર્મ૦ ૧૩

જક્ષાલય દ્વારથી કંકણુ તે લીધું,
મનમાં ધરી ઉલ્લાસજી;
ચપલ ગતિએ ચાલી કુંવરજી,
આવે પુરતણી પાસજી. કર્મ૦ ૧૪

આશા ભંગ થયો વીરભાણુ ત્યારે,
જોઇ પુર તણી પોળજી;
સંતાપ કરે બહુ કુંવર તે વારે;
ટુટતાં આશાનો દોરજી. કર્મ૦ ૧૫

એમ વિમાસી દુર્ગ ફરતો રે ચાલ્યો,
અવર ગવેશે દ્વારજી;
જલ નિકાશી છિદ્ર દુર્ગ નીચે જોઇ.
પ્રવેશ કરે જેણી વારજી. કર્મ૦ ૧૬

નિશા અંધારી વળી ભૂમિ ભયંકર,
સુજે નહિ લગારજી;
ત્યાં કોપીત કાળો નાગજ રહીયો,
સ્પર્શ થયો તેની લારજી.                    કર્મ૦ ૧૭

ફણુ જંઝેડીને મુખે પુંફાડતો,
ડશ્યો કુંવરને નાગજી;
પાયે વીંટાયને ડંશ દીધા બહુ,
લીધો કર્મ તણો લાગજી.                    કર્મ૦ ૧૮

આંબાજી મુનિ કહે છાસઠમી ઢાળે,
વિયોગી તણો વિસ્તારજી;
પૂર્ણ ન થઇ તેના મનનીરે આશા;
પરહરી પરણી નારજી.                    કર્મ૦ ૧૯

દોહરો.

અનહદ આપદ ભોગવે, ધરી દુઃખદ અવતાર;
અનેક કર્મ આપે કરી, રડવડતા નરનાર,                    ૧

કર્મ કરતાં ડરતા નથી, અજ્ઞપણે સર્વજીવ;
ભોગવતા તે દોહીલા, પાડી ભયંકર રીવ.                    ૨

રાજસુત તે રડવડયો, કર્મે કરી નિરધાર;
આશા અનુપમ તેહની, દીલમાં થઈ સંહાર.                    ૩



કુટીલ કુતિ છે કર્મની, લીયે અચાનક લાગ;
કર્મે કાળી રાતમાં, ડસ્યો કુંવરને નાગ. ૪

છંદ શિખરિણી.

હજારો ચાલ્યા છે, નરવર નિરાશી થઈ અને;
નથી પામ્યા શાંતિ, અવિચલપણે તે તન મને;
ગયા છે મેલીને, ટળવળતી પ્રિયા સ્વજનને;
વિયોગો વાલાના, ભવ ભવ થયા સર્વજનને. ૩૭

---

ઢાળ ૬૭ મી.

---

રાગ-અણેરે દેવકીરે કોણે ભોળવ્યો.

ડશરે થયો ઝેરી સર્પનો,
કર્મે કીધો નિરાધાર સાહેબારે૦
મનની રહી મુજ મન વિષે,
દુઃખીયો એવો સંસાર. સાહેબારે૦
દેખો ગતિરે મારા કર્મની,
કથને કહી નવિ જાય. સાહેબારે૦ એ ટેક. ૧



મંત્રી બંધવ દૂર દેશમાં ;
તેમ દૂરે રહી બેહુ નાર.　　સાહેબા રે૦
તીરે આવીરે નાવ ડુબીયું,
કેવા કર્મો દુઃખકાર.　　સાહેબા રે. દેખો૦ ૨

જન્મ ભૂમિ ક્યાં મુજની;
ક્યા રંગ મહેલને બાગ.　　સાહેબા રે૦
દૂરે આવ્યો હું આ દેશમાં,
કર્મે તજી રંગ રાગ;　　સાહેબા રે. દેખો૦ ૩

અધવચ રહયાં શુભ આદર્યાં,
કર્મે મંગળ કામ;　　સાહેબા રે૦
પાર પડી નહિ કોઈની,
ઇછીત હૈડાની હામ;　　સાહેબા રે. દેખો૦ ૪

ક્યાં ભાવીની નૃપ કુંવરી,
કીહાં શ્રેષ્ઠીનોરે પુત;　　સાહેબા રે૦
પ્રથમ દુઃખ અતિ પામીયો,
કર્મ રેખા અદભુત;　　સાહેબા રે. દેખો૦ ૫

નગરી કિંહા કનકપુરી,
ક્યાં ઉજેણી રે પુર;　　સાહેબા રે૦
રત્નાવતી અંતે આવીયો,
કર્મે સ્થિતિ થઇ દૂર;　　સાહેબા રે. દેખો૦ ૬

નાગણી ઝેરથી હું રહયો,
પડયો નિર્જલ જે કુપ; સાહેબા રે૦
જક્ષ ધાયો હણવા સુજને,
કરી ભયંકર રૂપ; સાહેબા રે. દેખો૦ ૭
કાળી રાતે મધ્ય સમુદ્રમાં,
નાખ્યો મુને નિરાધાર; સાહેબા રે૦
તેવા સંકટથી ઉધર્યો,
આ સર્પ પ્રાણુ હરનાર; સાહેબા રે. દેખો૦ ૮
એમ કહી નીચે ઢળી પડયો,
વ્યાપ્યું કુંવરને ઝેર; સાહેબા રે૦
કોપીત કાળારે નાગનું,
હશે કોઇ જન્મનું વેર; સાહેબા રે. દેખો૦ ૯
સાગારી અણુશણુ ત્યાં કર્યો,
જાણી ઉપસર્ગ તે વાર; સાહેબા રે૦
જીવ રાશીને ખમાવતો,
વિરહી તે રાજકુમાર; સાહેબા રે. દેખો૦ ૧૦

શિખરિણી.

તજી કાયા માયા વિષધર તણું ઝેર ચડતાં,
હણાણી તે આશા ભૂધવ સુતની ભૂમિ પડતાં;
કીધા પૂર્વે કર્મો પ્રતિકુલ થઈ દીન કરશે,
ધરેલી ઇચ્છાઓ જગત જનની સર્વે હરશે. ૩૮

દોહરા.

સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, લીધા જન્મ અનંત;
કર્મ કીધા ત્યાં આકરા, બાંધી તીવ્રજ તંત. ૧

ત્રસ સ્થાવર જે જંતુઓ, પ્રાણ તણા ધરનાર;
તાડન બંધન તેહને, કીધા અપરંપાર. ૨

મુક્ત થવા ક્રૂર કર્મથી, તજી તે વેર વિરોધ;
કરે ખામણા ખંતથી, કરી આતમ ગુણ શોધ. ૩

ઢાળ ૬૮ મી.

રાગ—ઓધવજી સંદેશો કહેજો મારા શ્યામને.

જગત જીવોને ખમાવું આજે ખંતથી,
નાશ થાય જેથી રાગ દ્વેષના પાપજો;
સૂક્ષ્મ બાદર જંતુથી મિત્રાઈ કરૂં,
દૂર થશે તેથી ત્રિવિધિના તાપજો;
જગત જીવોને ખમાવું આજે ખંતથી. એ ટેક. ૧

ચાર ગતિ સંસારે જે જે ભવ કર્યાં,
નિશ્ચય તે તો કર્મ તણો પ્રતાપ જો;

છેદન ભેદન દુઃખ દીધા બહુ અન્યને,
અધમ ત્યાંતો સંખ્યા મેં અમાપજો.
પૃથ્વી પાણી તેઉ વળી જીવ વાયના,
અનંત જીવોનું વનસ્પતિ છે ધામજો; જગત૦ ૨
ઘાત કીધી મેં સ્થાવર તણા તે જીવની,
અજ્ઞપણે મેં ધરી હૈયામાં હામ જો.
થરર ધ્રુજે છે સ્થાવર જંતુ દુઃખથી;
જન્મ મરણના જેને છે બહુ ત્રાસ જો; જગત૦ ૩
પામ્યા અતિશે સુક્ષ્મતા તે ભાવને,
ખમાવું તેને અંતર ધરી ઉલ્લાસ જો.
વિજ્ઞાનર હીત થયા વિગ્લેંદ્રિ જીવ જે,
બે ઈંદ્રી તેઈંદ્રી ચૌરેન્દ્રીની જાત જો; જગત૦ ૪
ભટકે એવા પામર થઈ જે પ્રાણીયા,
કીધી તેની પણ ક્રૂર થઈને ઘાત જો.
અહો દુઃખ દશા નર્કે તણા તે જીવની,
દશ પ્રકારે અનંતા છે જ્યાં દુઃખ જો; જગત૦ ૫
અન્ન અઢિદ્વીપનું ખાય કહિ જો નારકી,
પણ મટે નહિ કોઈ દિન તેની ભુખ જો.
એહવા દુઃખીયા વસતા નર્કે નારકી,
છેદ્યા ભેદ્યા મેં કરી અશુભ ભાવ જો; જગત૦ ૬

તેવા ક્રૂર કર્મથી મુજને છુટવા મળ્યો,
માંડ કરીને પ્રભુજી આ દાવ જો. જગત૦ ૭

સાતે નરકે થયા જે જે જીવ નારકી,
પરમાધામી થઇ દીધાં તેને દુઃખ જો;
દારૂણ દુઃખમાં બળતા સર્વે નારકી,
ખમાવું તેને ક્ષણ ન આપ્યું સુખ જો. જગત૦ ૮

સુર અસુરના ભવ અનંતા લેઇને,
દીધા અન્યને વજ્ર પ્રહારના માર જો;
એમ ચઉવિધ જાતિ જે છે દેવની,
ખંત ધરીને ખમાવું વારંવાર જો. જગત૦ ૯

ત્રાસીત છે તિર્યંચના સર્વે જીવ જે,
ભમે છે ભૂતળે બનીને અનાથ જો;
દંડ પ્રહારો કીધા તેને મેં આકરા,
સર્વ અપરાધો ખમાવું જોડી હાથ જો. જગત૦ ૧૦

અનંત પુન્યના ધણી મનુષ્ય સર્વથી,
અનુપમ પદે થાય છે જેનો વાસ જો;
જન મન એવા અનેક મેં તો દુહવ્યા,
માર પ્રહારે કરી ઉપજાવ્યો ત્રાસ જો. જગત૦ ૧૧

ભગીની ભ્રાત માત તેમ તાતને,
દીધા કુડા મેં ક્રૂર બનીને આળ જો;

ધર્મી જનથી ધંધ અતિ મચાવીયા,
કલહ કરીને દીધી કાં તો ગાળ જો. જગત૦ ૧૨
દુઃખીયા જનને ટળવળતાં તે દેખીને,
મેં કદિ કીધી નહિ સાર સંભાળ જો;
નિષ્ઠૂરતા વસી એવી મુજ અંગમાં,
ધર્મ વિના હું રહ્યો અજ્ઞાને બાળ જો. જગત. ૧૩
સરલ સ્વભાવી કરૂણાવંતા માનવી,
ચૌદ લાખ મનુષ્ય તણી જે જાત જો;
નમ્રપણે હું ખમાવું તેને ખંતથી,
કદિ કીધી હોય અજ્ઞપણે મેં ઘાત જો. જગત૦ ૧૪
સંઘ ચતુર્વિધ શ્રાવક ને જે શ્રાવીકા,
મહા વૃત્તિના ગુણ તણો નહિં પાર જો;
કીધા અપરાધો તેના જે અજ્ઞાનથી,
માગું ક્ષમા હું હસ્ત જોડી આ વાર જો. જગત૦ ૧૫
અરિહંત સિદ્ધ ને ભગવંત કેવળી,
પ્રગટ કર્યાં છે આતમ ગુણ અનંત જો;
નમન કરૂં છું તેને ત્રિવિધિ જોગથી,
છુટવા અનાદિ આ ભવ તંત જો. જગત૦ ૧૬
ચાર ગતિના સઘળા જીવને મુજથી,
દુઃખ ના હોજ્યો આજ પછી લગારજો;
પંચ પરમેષ્ઠી પ્રત્યે પૂરણ પ્રેમથી,
આંબાજી કહે તે ઇચ્છે રાજકુમાર જો જગત૦ ૧૭

દોહરા.

ઉજેણી પતિ ચિંતા રહે, શ્રોતા મન મોઝાર,
તેહ તણી કહું વાતડી, સાંભળજો નરનાર　　૧
નિંદ્રા તંદ્રા પરહરો, તજીને પંચ પ્રમાદ;
રસદ ચરિત્ર તે રાયનું, સુણતા ઉપજે સ્વાદ.　　૨
લંઘન કરીને બાગમાં, રહે ઉજેણી રાય;
રાણી સકલ તે નૃપની, પામી દશા દુઃખદાય.　　૩
નગર તણા નર નારીયો, કરતા બહુ ઉત્પાત;
રાજા દુઃખે દુઃખી પ્રજા, વ્યતિક્રમે દિન રાત.　　૪
નયનોદક વર્ષાવતી, તજી મનોજ્ઞ સુખ આશ;
તીલકસુંદરી ત્યાં કણે, રહેતી થઇ ઉદાસ.　　૫
પીયુ સંતાપે પ્રેમદા, ઝૂરે દુખણી ત્યાંહી;
કળાપો કરતી કામિની, પામે નહિ સુખ ક્યાંય.　　૬

શિખરિણી.

અરી ત્રિયા તેઓ નિજ પતિ પ્રતિ પ્રેમ ચેરતી,
થતાં દુઃખી સ્વામી વ્યથિત થઇ તે ઝૂરી મરતી;
પતિ વૃત્તા નારી ધરણી તલ તે પાવન કરે,
વધારી કીર્તિને પ્રવર ગતિને આખર વરે.　　૩૯

દોહરા.

દુસ્થિત સ્થિતિ રાજ્યની વર્તે સઘળે ઠાય;
મંગળ તિહા જે નિપજે, સુણતાં અચરિજ થાય.　　૭



## ખંડ ૪ થો.

### ઢાળ ૬૯ મી.

રાગ-મેલી માથે માર તથા હળધર સાહી હાથ.

કરીને દીર્ઘ વિહાર, પંથી આવ્યો તે વાર;
પ્રવેશે પુરમાં એ હર્ષે ઉરમાં એ. ૧
ઉજેણી શોભે અપાર, છે કુતિ મનોહાર;
જોતાં નેત્ર ઠરે એ, પંથી તે ઉચ્ચરે એ. ૨
સુંદર છે પુર માળ, અતિશે ઝાકઝમાળ;
ઉંચા માળીયા એ, દીપે જાળીયાં એ. ૩
પ્રગટે ચિંતા તે વાર, ઉજડ જોતાં બજાર;
જન ત્યાં કોઈ મળે એ, દીન તે ટળવળે એ. ૪
પંથી તે શંકીત થાય, આવી ઉભો પુરમાંય;
જાણુવા મનને એ, પૂછે પુરિજનને એ. ૫
કે ઉદાસી જન મુખ, ગંભીર દિસે દુઃખ;
કારણ કીજીએ, શાંતી તો લીજીએ. ૬
વળતે વદે તે વાત, કહે સુણો મમ ભ્રાત;
છે અહિં રાજીયો એ, જશે જગ ગાજીયો એ. ૭

નૃપ તે દયાવંત, ધર્મ તણી છે ખંત;
દુખીના દુઃખહરૂ એ, રાજા સુખકરૂ એ.　　૮

તાસ સહોદર ભ્રાત, કીધો સમુદ્રે નિપાત;
કેશર પાપીયો એ, જુલ્મી તે થયો એ.　　૯

તેની સુકોમળ નાર, દુઃખી અપરંપાર;
સુંદર મૂર્તિ એ, આવી ઝુરતી એ.　　૧૦

નૃપને વદી વિખ્યાત, સંભળાવી તે વાત;
સુણતાં ભૂપને એ, ધૈર્ય ન નૃપને એ.　　૧૧

ઉપવને ઝુરે રાય, અંતઃપુર સર્વે ત્યાંય;
દુઃખે દિન ગમે એ, પ્રજા પણ ત્યું ભમે એ.　　૧૨

પંથી એ સુણી વિસ્તાર, વળતું કહે તે વાર;
સજીવ તે જાણીયે એ, હિમત આણીયે એ.　　૧૩

નૃપને કહો જઈ વાત, કુશલ છે તુમ ભ્રાત;
ઢીલ ન કીજીયે એ, ખબર દીજીયે એ.　　૧૪

સુણી તે રંજન થાય, નૃપ કને તેડી જાય;
પંથી જઇ ભણે એ, નૃપતિ તે સુણે એ.　　૧૫

તુમ બંધુ વીરભાણુ, કુંવર છે સુજાણુ;
કુશળ જાણીયે એ, ધીરજ આણીયે એ.　　૧૬

આ પૃથ્વી વિષે પુર, રત્નાવતી સનુર;
છે ત્યાં નૃપતિ એ, વજ્રસેન ભૂપતિ એ.　　૧૭



તાસ કન્યા રૂપવંત, વિજયા છે મતિવંત;
થાશે તાસ કો પતિ એ, ચિંતે નૃપતિ એ. ૧૮
જ્યોતિષી આવ્યો એક, ભવિષ્ય ભાખે છેક;
કથા તેણે કહી એ, સંદેહ છે નહિ એ; ૧૯
કનકાપુરનો રાય, તસ કુંવર ઈણે ઠાય;
ખટ માસે આવશે એ, કન્યા પતિ થશે એ. ૨૦
કીજે પૂર્ણ સત્કાર, હોશે જયજયકાર;
રંજ્યો તે રાજીયો એ, જાણુ હું ત્યાં થયો એ. ૨૧
જયવંત છે તુમ વીર, ધારણ રાખો ધીર;
મળશે આપને એ, ટાળી સંતાપને એ. ૨૨
ઉદેભાણ મહારાય, સુણતાં વિસ્મય થાય,
વિયોગ વિસારીયો એ, ઉઠ્યો હર્ષ ભર્યો એ. ૨૩
ઓગણોતેરમી ઢાળ, સુણતાં નૃપ ઉજમાળ;
આંબાજીયે કહી એ, રસદા છે સહિ એ. ૨૪

દોહરા.

હર્ષાતુર થયો ભૂપતિ, સુણી બાત વિરતંત;
ધન્ય દિવસ છે આજનો, પ્રગટ્યો પ્રેમ અનંત. ૧
બહુ વિધે સત્કારીયો; પંથી જન ધરી પ્યાર;
રાજા રાણી પુરના, ખુશી થયા નરનાર. ૨
સ્વજન સ્નેહી સહુ મળ્યાં, મળ્યો મિત્ર પરિવાર;
દાન પુન્ય કીધા ઘણા, લીધા અન્નોદક સાર ૩

આડંબર ધરી આવીયા, નગરી ઉજેણી માંહી;
પુર સકલ શણગારીયું, જયજય વર્ત્યો ત્યાંહી. ૪
વહેંચી સાકર શેલડી, વેંચ્યા દાડમ દ્રાક્ષ;
કર મૂકયા પ્રજા જન તણા, પ્રીત સકલ સંગ રાખ. ૫
ઉજેણી પતિયે આપીયો, અનુપમ ત્યાં આ વાસ;
પતિવ્રતા તીલકસુંદરી, સુખે કરી રહી વાસ. ૬

છંદ શિખરિણી.

પતિ સ્થિતિ જાણી, તન મન વિષે મોહ ધરતી,
તજી તે સંતાપો, જિનવર તણો ધર્મ કરતી;
વધી ખ્યાતિ તેની, સકલ પુરમાં શીયળ થકી,
થશે દુરે દુઃખો, પતિ વિરહના સર્વ જનકી. ૪૦

દોહરો.

રાહ જુએ બંધવ તણી, ઘન તણી જેમ મોર;
રજનીકરને ચિત્ત ચહે, સ્વભાવે જેમ ચકોર. ૭
ઉજેણી પુર સ્થિતિ કહી, અલ્પ કરી વિસ્તાર;
સર્પ સંકટથી પામશે, રાજકુંવર નિસ્તાર. ૮
તેહ તણી હવે સાંભળો, આગળ વાત રસાળ;
મુનિ આંબાજી વર્ણવે, કરિ ચરિત્રનો ખ્યાલ. ૯



## ઢાળ ૭૦ મી

રાગ–દેશ મનોહર માળવો.

દુર્ગ નિકટ એક સુંદરૂં,
ગુણીકા ભુવન છે ત્યાંહી લલના;
નવ યૌવનવંતી નાયકા,
કામસેના વસે જ્યાંહી લલના;
અકળ ગતિ જો જયો કર્મની. એટેક૦ ૧

શબ્દ સુણી વીરભાણુનો,
મહેલથી ઉતરી નાર લલના૦
દીપક લઈ હાથે સુંદરી,
આવી રવ અનુસાર લલના. અકળ૦ ૨

દુર્ગ નીચે જે ઢળી પડયો,
નૃપતિ તણો જામાત. લલના૦
દીપ તણીરે જોતાં જ્યોતસાં,
દીઠો વિજયા તણો નાથ લલના. અકળ૦ ૩

અદભુત કાંતિ કુમારની,
જોતાં વિસ્મય હોય. લલના૦

શણગાર સજાવ વરરાજીયો,
ગુણીકા પ્રેમથી જોય; લલના૦ અકળ૦ ૪
વિષ વ્યાપક જાણી તેહને,
ગઇ નિજ તણે ગેહ. લલના૦
વિષ નિવારણ કારણ;
જડી લાવી ત્યાં તેહ. લલના. અકળ૦ ૫
નિવાર્યું વિષ ભુજંગનું,
ગુણીકા થઇ દયાલ. લલના૦
શુદ્ધિ પામીરે બેઠો થયો,
કુંવર તે સુકુમાળ. લલના૦ અકળ૦ ૬
ભુવને તેડી ગઇ તેહને,
આણી અંતરથી પ્રેમ. લલના૦
મીજમાની કરી તે પૂછતી,
કુશળતા ભરી ક્ષેમ. લલના૦ અકળ૦ ૭
પૂર્ણ પુણ્યે આપ આવીયા;
આજે મુજને આ વાસ. લલના૦
પંચધા સુખ અહિં ભોગવો;
કીજે મનોજ્ઞ વિલાસ. લલના૦ અકળ૦ ૮
બહુ વિધિયે સમજાવતી;
પણ નવિ માન્યો કુમાર. લલના૦

ગુણીકા કહે મુજ હસ્તના;
જમતા જાવ ભુક્ત સાર લલના૦ અકળ૦ ૯

શપથ દીધા અતિ આકરા;
ભોજન કરવા કાજ. લલના૦
વિદેશી માન્યો વચન તેહના;
જાણી કીધી જીવન સાજ. લલના૦ અકળ ૧૦

કુંવર બેઠો સુખ આસને;
કરે ગુણીકા સત્કાર. લલના૦
મનહર રૂપે મોહી રહી;
ધરતી અતિશે પ્યાર. લલના૦ અકળ૦ ૧૧

નિપજાવે ભોજન ભામિની;
નાખ્યા કેફી તેમાં દ્રવ્ય. લલના૦
પીરશે ભોજન કુમારને;
જમતાં સ્વાદ છે ભવ્ય. લલના૦ અકળ૦ ૧૨

નશા તણારે આવેશથી;
કુંવર પ્રમાદી થાય. લલના૦
પોઢયો પલંગે વરરાજીયો;
નિંદ્રાગત થયો ત્યાંય. લલના૦ અકળ૦ ૧૩

અભ્યંતર સ્થાને લઇ કરી;
સ્થાપે ગુણીકા પર્યંક. લલના૦

સ્વાધિન કરવા કુમારને;
ગુણીકા થઈ મહાવંક.　　　લલના૦ અકળ૦ ૧૪

દ્વાર વાસીને વારાંગના,
અંતરમાં હુલસાય.　　　લલના૦
ચિંતિત થશે હવે માહરૂં;
મળ્યો છે મનોજ્ઞ ઉપાય.　　લલના૦ અકળ૦ ૧૫

જાગ્રત થઈ જોતાં તે ક્ષણે;
રૂંધાયો છે આપો આપ.　　　લલના૦
વાસેલ જોઇ ગ્રહ દ્વારને;
કરે અતિશે સંતાપ.　　　લલના૦ અકળ૦ ૧૬

જાણી અંતરે કહે તેહને,
ગુણીકા યૌવન વંત.　　　લલના૦
મદનાતુર પ્રેમ પ્રાર્થતી;
આણી રાગ અત્યંત.　　　લલના અકળ૦ ૧૭

વળતું કહે કુંવર રાજવી;
કરૂં ના શીયળનો ભંગ.　　　લલના૦
ધર્મ પામ્યો જીનરાજનો;
તેમાં શીયળ સુરંગ,　　　લલના૦ અકળ૦ ૧૮

શસ્ત્ર પ્રહારે મરવું ભલું;
અગ્નિ ભલો જંપાપાત.　　　લલના૦



શીયળ લોપ કહિ ના કરૂં;
ભલે થાય પિંડ ઘાત. લલના૦ અકળ૦ ૧૯

કુંવર મોહે પડી માનિની;
વિનવે વારંવાર. લલના૦

અન્નોદક દેતી વારાંગના;
પણ ના રીઝે કુમાર. લલના૦ અકળ૦ ૨૦

કામસેના કહે તેહને;
છોડું નહિ નિરધાર. લલના૦

નૃપ જામાતને રૂંધીયો;
કારાગ્રહની મોઝાર. લલના૦ અકળ૦ ૨૧

કર્મ કુટીલ તે કુમારના;
દુઃખદા સઘળે ઠામ. લલના૦

કર્મ અશુભે વિજયા પતિ;
બંધન પામ્યો છે તામ. લલના૦ અકળ૦ ૨૨

ઢાળ સિંતેરમી એ કહી;
આંબરણ રહી ચોમાસ. લલના૦

આંબાજી કહે કુમારની;
નાશ થઈ અંતર આશ. લલના૦ અકળ૦ ૨૩



## દોહરા.

વિજયા તણી કહું વાતડી, શ્રોતા કાજે આજ;
વાત મનોહર તેહની, સુણો ગણી શિરતાજ. ૧

મહેલ ઝરૂખે માનિની, થાયે બહુ વ્યાકુળ;
રાહ જુએ નિજ નાથની, પીયુ પ્રેમે થઇ ડુલ. ૨

વેગે મળવા તેહને, તન મનમાં તલપંત;
સ્વામી વિયોગે સુંદરી, વિરહી થઈ વિચરંત. ૩

પીયુ ગયો જે બાગમાં, વિસરે નહિ તે વાત;
દીર્ઘ નિશાસા નાંખીને, કરે રોતા ઉત્પાત. ૪

વારી વિણ જ્યું ટળવળે, માછલડી સ્થલમાંહી;
પતિ જતાં તેમ સુંદરી, વિલખી બહુ બહુ થાય. ૫

ઝાંખા ઝરૂખા માળીયા, લાગે તે શુનકાર;
ઉચાટ અતિશે ઉદ્ભવે, નિર્બળ થઇ તે નાર. ૬

વિયોગ દુઃખ વસમું ઘણું, વિરહીનેજ જણાય;
વલવલે શાણી સુંદરી, દુઃખમાં નિશા ગમાય. ૭





## ઢાળ ૭૧ મી.

રાગ—રત્નશી ગુરૂ ગુણ મીઠડા રે.

રજની જતાં પ્રાતઃ થયો રે, ઉગ્યો ઝળકીત ભાણ;
દંપતી કાજે દાતણ લેઇને રે, આવી દાસી તે સુજાણ;

વિજયા કુંવરી રૂવે મહેલમાં રે. એ ટેક. ૧

દાસી દેખે નૃપ તનુજાને રે, રૂદન કરતી તે વાર;
ધ્રુસકે ધ્રુસકે રૂવે કુંવરી રે, વરસાવી અશ્રુધાર. વિ૦ ૨

પાછી વળી તુર્ત ચેટીકા રે, ગઇ રાણીજીની પાસ;
કહે બેની રૂવે છે મહેલમાં રે, એકા એકી થઇ નિરાશ. વિ૦ ૩

એહવું સુણી તેની માવડી રે, તુર્ત આવી કુંવરી પાસ;
નૃપતિ પણ તિંહા આવીયો રે, કરવા તેનો તપાસ. વિ૦ ૪

રૂદન કરતી જોઇ તેહને રે, દુઃખ તણી પૂછે વાત;
શાને રૂવે વહાલી દીકરી રે, કહો મુજને વૃત્તાંત. વિ૦ ૫

માત તાત પ્રત્યે તે બોલતી રે, ગદગદ કંઠેવાણ;
મુજ પીયુ ગયા મુકી મુજને રે, એકાએકી ઇણઠાણ. વિ૦ ૬

વિપ્રીત થઇ મતિ માહરી રે, કંકણ ભૂલી જક્ષ દ્વાર.
તે સુણી સ્વામી સધાવીયા રે, કંકણ લેવા નિરધાર. વિ૦૭



માત તાત પ્રત્યે કુંવરી રે, કહે કરો તુર્ત તપાસ;
દીલગીરી થયા તે દંપતી રે, સંતોષી ગયા સ્વ આવાસ. વિ૦૮

કીધો આદેશ શિરદારને રે, નૃપે શોધવા જમાઈ;
સેના છુટી ત્યારે ચોંપથીરે, ચોદિશી ઢુંઢવા જાય. વિ૦ ૯
બાગ બગીચા તેમ બંગલા રે, ઢુંઢયા દેશ પુરગામ;
તે ફર્યા વિવિધ સ્થાનકે રે, ધરી હૈયામાં હામ. વિ૦ ૧૦
મળે નહિં ક્યાંઇ શોધતાં રે, વિદેશી રાજકુમાર;
ભમી તે બહોળાં સ્થાનકે રે, નિરાશ થઇ આવ્યા સ્વાર. ૧૧
વજ્રસેન મહા ભૂપતિરે, નરવર તણી જે નાર;
દીલગીર થયાં બહુ દંપતી રે, અંગજા છે પ્રાણ આધાર. ૧૨

અલ્પ આહારી થઇ કુંવરી રે, રૂદન કરે દિનરાત;
ધીરજ આપે સદા તેહને રે, માત અને તેનો તાત. વિ૦ ૧૩
શોધ કરાવતો નૃપતિ રે, જામાતની ઠામોઠામ;
એમ ભુરિ દિન વ્યતિક્રમ્યા રે, દીન થયા સર્વે તામ. વિ૦ ૧૪
દિન ગણતાં માસ ગયા રે, મળ્યા નહિ સમાચાર;
કુંવરી પતિ વિયોગથી રે, તજી બેઠી તે આહાર. વિ૦ ૧૫.
તેના માત તાત સમજાવતાં રે, સમજાવે સાહેલી નાર;
ધીરજ ધરો સતી બેનડી રે, અંતે હોશે જયકાર. વિ૦ ૧૬

કુશળ હોજો તુમ કંથજી રે, રહો સદા જોડી અભંગ;
તુજ સ્વામી આવી મીલશે રે, રહેશે ચિંતિત રંગ. વિ૦ ૧૭

બળતું કહે તે કુંવરી રે, દિલગીર થતી તે વાર;
શી સ્થિતિ થઈ મુજ નાથની રે, મળ્યા નહિ સમાચાર. ૧૮

શિખરિણી.

ગયા મૂકી મુને, વિષમ વનમાં કંથ નમણા,
જતાં દિનો ઝાઝા, રહી નથી હવે દુઃખની મણા;
વિયોગી તે દુઃખો, મુજ હૃદયને દગ્ધજ કરે,
થયુ જીવ્યું ઝેરી, મુજ મન નહિં ધીરજ ધરે. ૪૧

---

રજની દિવસ તે સાંભરે રે, મુજમન ચિંતા અમાપ;
લાગે ભૂવન ભયંકર મુજને રે, પીયૂ વિના પરિતાપ. ૧૯

અંગાર સમા અંગ ભૂષણો રે, સર્પ સમા કંઠહાર;
તીરે આવી નાવ ડુબીયું રે, દુઃખદ થયો સંસાર. વિ૦ ૨૦

મોહ ઉતારી આદેહનો રે, કરૂં પ્રાણ પરિહાર;
હુતાશને બળવા તણો રે, મેં નિશ્ચય કીધો વિચાર. ૨૧

ખટમાસમાં પતિ માહરો રે, મળે જો કોઈ પ્રકાર;
નહિંતો નકી હું બળી મરૂં રે, ફરી પામું તે ભરથાર. ૨૨

એકોતેરમી આંબાજીયે રે, વિરહી તણી કહી ઢાળ;
વિરહ વ્યથાથી કુંવરી રે, ગળગળી થઈ તે બાળ. વિ૦ ૨૩

### દોહરા.

સુખ સંપતમાં પ્રાણીયા, પામે વિયોગી દુઃખ;
તે પણ ચાળા કર્મના, કર્મ કરે દીન સુખ. ૧
આ અવનીમાં આથડયા, નરનારીના વૃંદ;
દારૂણ દુઃખ તે પામીયા, કરતાં કઈક આક્રંદ. ૨
તેમ તનુજા ભૂપની, પામી પીયુ વિયોગ;
ઉહાપો કરતી અંતરે, જાણી દુઃખદા જોગ. ૩

### ઢાળ ૭૨ મી.

રાગ—સીતાજીના મહીના.

સખી પૂરવ જન્મમાં પાપ, કીધા હશે અતિ ઘણા;
દુઃખીજનને દીધા બહુ દુઃખ, રાખી નહિં કાંઈ મણા. ૧
બાંધ્યા ક્રૂર થઈ કઈક કર્મ, મર્મ પરના ખોલીયા;
ત્રસ સ્થાવર નિર્બળ જીવ, આંધણમાં બોળીયા. ૨
જોયા પૂંજ્યા નહિ જરી કાષ્ટ, અગ્નિમાંહી બાળીયા;
કરી વજ્ર હૃદય કઠોર, પંચેંદ્રિ પ્રજાળીયા. ૩
હરણ સાવર વનના જીવ, માર્યા મેં અજ્ઞાનથી;
ધર્મીષ્ટ જનની કીધી હાંસ્ય, અતિ અભિમાનથી. ૪

પામર જીવને કીધી મહાપીડ, બાંધ્યા ગળે પાસલા;
શીકાર કર્યા થઇ શિરદાર, રૂંધ્યા સાવર સસલા. ૫
ચંટી ખાંડણી આદિ કઈક યંત્ર, જોયા વિના જોડીયા;
મોર ચકોર ખેચરજીવ, ઇહારે કાંતો ફોડીયા. ૬
નિર્દોષ જનને પુરી ગૃહવાસ, દ્વારતો જડાવીયા;
માતા પુત્ર પત્ની ભરથાર, વિયોગો પડાવીયા. ૭
એવા એવા કીધાં હશે પાપ, એની મેં જન્માંતરે;
પામી જેથી પીયુનો વિયોગ, ઇણ ભવ અંતરે. ૮

દોહરા.

દેશ વિદેશો શોધીયા, શોધ્યા નિકટ પુર ગામ;
કુંવર વિદેશી ના મળ્યો, ફરતાં બહુલે ઠામ. ૧
નિયમિત દિન તે આવીયો, થઈ કુંવરી તૈયાર;
પલ પણ રોકી ના રહે, નૃપ ધૂયા નિરધાર. ૨
ચાલી બળવા સુંદરી, તજી જીવનની આશ;
રાણી નૃપે નિર્ણય કીયો, બળવા સંગે તાસ. ૩
ત્રણેજણ ત્યાંથી નિકળે, બળવા પુરની બહાર;
હાહાકાર વર્તી રહ્યો, પુરમાં અપરંપાર. ૪
અલ્પ વિસ્તારે વર્ણવ્યું, વિજયા તણું વૃત્તાંત;
કુંવર કારાગૃહ પુરીયો, ગુણીકા થઈ કૃત્તાંત. ૫

વાત સુણો હવે તેહની, પૂર્ણપ્રીત લગાય;
વિતક વિતે જે તેહને, સુણતા નિશ્ચય થાય. ૬
કુંવર રહી કારાગૃહે, સુણે પ્રજાની વાત;
નરવર રાણી કુંવરી, આજ પામશે ઘાત. ૭
સુણતાં સ્થિતી તેહની, વ્યાકુળ થયો કુમાર;
અંતર આશા સુખની, દીલમાં થઈ સંહાર. ૮
સાસુ સસરો પરણી પ્રિયા, ત્રણ્યે બળે સુજ કાજ;
શું જીવું સંસારમાં, ધિક ધિક જીવન આજ. ૯

---

## ઢાળ ૭૩ મી.

---

રાગ—ભુદર તમને ભુલ્યોરે.

મનની મારા મનમાં, આજ આશા લય પામી;
દુઃખમાં રહી નહિ ખામીરે, કર્મતણા છે કામો. એ ટેક ૧
કોપ કીધો છે પૂર્વ કર્મે, પ્રાપ્યો બંધન આંહી;
સુઝે નહીં હવે કાંઇ રે. કર્મ ૨
રહી નથી રેશે ના કેની, ચડતી કળા અવનીમાં;
બળું વિયોગની વહ્નિમાં રે. કર્મ ૩
આશા ભંગ થયા કઇક આગે, મહીધર મોટકા જે રાણા;
ક્યાં ચંદ્રીના ઠેકાણા રે. કર્મ ૪

થયા દેવાધિદેવ કેવા, ચોસઠ ઇંદ્ર જેને નમતા;
તે કર્મે પરિસા ખમતારે. કર્મ ૫
સુરાસુર સરખા કર્મે, પામ્યા તે પણ દુઃખડા;
કર્મે થયા દીન મુખડા રે. કર્મ ૬
પુર પ્રબળ છે કર્મો કેરૂં, જાય જગતને તાણી;
એમ કહે પ્રભુ નાણી રે. કર્મ ૭
તેમ કર્મે કુટીલે મુજને, કીધો અતીશે દુઃખીયો;
સંસાર હિસે નહિં સુખીયો રે. કર્મ ૮
દુઃખ દરિયો ઓલંઘી, આવ્યો માંડ કરી હું કાંઠે;
અંતે નાવ ભરાણું ભાઠે રે. કર્મ ૯
ખટ માસથી રૂંધી રાખ્યો, નિર્દય ગુણીકા નારી;
મુજ કર્મ ગતિ છે ન્યારી રે. કર્મ ૧૦

દોહરા.

થયો બોલતાં તે સમે, દીલગીર પારાવાર;
સ્થિતિ સાંભળી પૂર્વની, કરે ભવિષ્ય વિચાર. ૧
કરાગ્રહે રહી કુંવરે, લખીયો પત્ર ઉદાર;
બીડી પ્રક્ષેપ્યો પંથમાં, લખી કુશળ સમાચાર. ૨
ઉપર લખ્યો છે લેખ, જે વાંચક મન હરનાર,
તુર્ત દેજ્યો જઈ નૃપને, હસ્તાગતે નરનાર. ૩
લેખ લીધો પંથી જને, એક ધીમંતે હાથ,
વિગતે પત્ર તે વાંચતા, વિસ્મય થયો મન સાથ. ૪

## ઢાળ ૭૪ મી.

રાગ—ઝુમખડું.

રાજા રાણી ત્રણે ગયા રે, બળવા પુરની બહાર
સુગુણ ભવી સાંભળો. એ ટેક,
નગરવાસી ત્યા આવીયા રે, દીલગીર થતા અપાર. સુ૦ ૧

ચિતા પ્રજાળી જેણે સમે રે, રકત નિકળી છે ઝાળ. સુ૦
બળવા માટે હુતાશને રે, કુંવરી થઇ ઉજમાળ. સુ૦ ૨

તનુજાના અનુરાગથી રે, રાજા રાણી તત્કાળ. સુ૦
ઝંપાપાત કરે દંપતી રે, હીયે થઇને દયાળ. સુ૦ ૩

પુરી જનો ત્યાં આવી મળ્યા રે, નિષેધ કરવાને કાજ. સુ૦
દહન કરો ના દેહને રે, ધીરજ ધરો મહારાજ. સુ૦ ૪

પ્રજાપાળ છો પ્રજા પતિરે, દીનના દુઃખ હરનાર. સુ૦
ચિરંજીવો તુમે ભૂપતિરે, થશે જયજયકાર સુગુણ૦ ૫

માને નહી તે મહી પતિરે, કહેતાં વેણ રસાળ. સુ૦
અલગ રહો તમે મુજથી રે, કરો નહિં જરી ખ્યાલ. સુ૦ ૬

એમ કહી કુંવરી સંગેરે, થયો નૃપતિ તૈયાર. સુ૦
નરવરની તેમ અંગનારે, પ્રવેશે ચિતા મોઝાર. સુ૦ ૭

કોલાહલ ત્યાં થઇ રહયો રે, કરે પુરીજન પોકાર. સુ૦
અશ્રૂ વહે મુખ ભીજવે રે, કરતા સહુ હાહાકાર. સુ૦ ૮
તેણે સમે ત્યાં આવીયો રે, ચોંપે ચાલી નર એક. સુ૦
હસ્ત લંબાવી નિષેધ તો રે, ધારણ કરી વિવેક. સુ૦ ૯
હુતાશન પ્રવેશી નૃપતિ રે, કદિ કરશો ના ઘાત. સુ૦
આનંદ વ્યાપક આપને રે, સંભળાવું એક વાત. સુ૦ ૧૦
વચન સૂણી તદા તેહનારે, થયા પુરી જન સનુર. સુ૦
રાજા રાણી તેમ કુંવરો રે, થયા તેઓ હર્ષાતુર. સુ૦ ૧૧
પત્ર સૂણાવે ત્યાં આવીને રે, સાંભળે સહુ નરનાર. સુ૦
લેખ લખીત વીરભાણનો રે, સુણતાં થશે સુખકાર. સુ૦ ૧૨
ભય કષાયમી તે કહી રે, ઢાળ ચિંતા હરનાર. સુ૦
દેવસી સ્વામી પ્રસાદથી રે, પભણે મુનિ સહકાર. સુ૦ ૧૩

દોહરા.

પ્રિય વિરહી જન જગતમાં, દિસે બહુલે ઠાય;
વિપાક કર્મ વિલોકતાં, જન મન દુઃખી જણાય. ૧
વલ્લભ વિયોગી આતમા, કેઈ કરે સંતાપ;
અલ્પાધિક જીવ દુઃખથી, પામ્યા છે પરિતાપ. ૨
દુસ્થિત જનના દુઃખડા, શ્રવણ કરી નરનાર;
દુખીયા દીલને રાખીયે, ધૈર્ય તણે તે ઠાર. ૩



જે જે કષ્ટો મેં સહ્યાં, કહેતાં નહિ નિસ્તાર;
અલ્પ લખ્યા છે પત્રમાં વાંચો તે ઉદ્ગાર. ૪

---

## ઢાળ ૭૫ મી.

---

રાગ–ફુર્કે અક્ષર લખીયારે તાજા.

લેખ લખીયો છે વિદેશી કુમારે,
લખીત કુશળ સમાચારે રે;
મુજ સમ દુઃખી કે વિરલા. એ ટેક૦
મુજ વિતક લેજ્યોરે ઉરે ધારી;
પછી મળવાની કીજે તૈયારી રે. મુજ૦ ૧
એક ગુણીકા ભુવન દુર્ગ પાસે,
બંધન પામ્યો છું તે આવાસે રે. મુજ૦
કર્મની કથની કહું શી રે મારી,
ભોગવું છું ભવ દુઃખ ભારી રે. મુજ૦ ૨
એક પછી એક દુઃખડારે નડીયાં,
અશુભ કર્મ કેવાં મેં જડીયારે. મુજ૦
સંસાર જોતાં દિસે નહિં સુખીયો;
હું છું બાળપણાનો દુખીયો રે. મુજ૦ ૩



કોણુ જનની વિના પુત્ર ત્રાતા;
બાલપણે મરી ગઈ માતા રે. સુજ૦
થયો તે વિયોગ પ્રથમ દુખકારી;
નવીચે આળ દીધું ભયંકારી રે. સુજ૦ ૪

બેહુ પર કોપ પિતાયે રે કીધો;
દેહાંત કરવા નિદેશ દીધોરે. સુજ૦
આવ્યો સચીવ તે ઉપવન માંહી;
સત્ય વાત લીધી ધ્યાને ત્યાંહી રે. સુજ૦ ૫

નિર્દોષ જાણી અભયદાન દીધું;
વિદેશ ગમન નિશામાં કીધું રે. સુજ૦
તજતાં જન્મ ભૂમિ બેહુ ભાઈ;
મંત્રી વિયોગ થયો દુઃખદાઈ રે. સુજ૦ ૬

વિષમ વનડામાં નિશા અંધારી;
અશ્વો મરતાં હિંમત ગયા હારી રે. સુજ૦
વિપત વેઠી છે અરણ્યમાં જેહ;
વસમી વેળા જાણે જીવ તેહરે. સુજ૦ ૭

કર્મે ઘાટ અનાહુત ઘડીયો;
વને જયેષ્ઠ બંધુ જુદો પડીયો રે. સુજ૦
ચડી સુને નાગણુ વિષની લહેર;
પંથીયે પ્રાણુ રાખ્યા હરી ઝેર રે. સુજ૦ ૮



થયો ઉજેણી પતિ ઉદેભાણુ;
એવી મુજને થઈ તિહાં જાણુરે.　　　મુજ૦
પ્રિય ભ્રાતથી અલગ હું રહીયો;
દેવ હોત ન જાય તે કહીયો રે.　　　મુજ૦ ૯

થયો સુખરે મેલાપ ન તેનો;
દોષ દેખવો તેમાં જીવ કેનોરે.　　　મુજ૦
વિયોગ પડાવ્યા કઈક મેં ઇષ્ટ;
તેહ ફળ ફળીયા અનિષ્ઠ રે.　　　મુજ૦ ૧૦

કનકસેન તણો પરણ્યો રે બેટી;
રાણી રૂપે રંગે ગુણ પેટી રે.　　　મુજ૦
કીધી એક વણીકે છલ નીરે બાજી;
મુને જલધિ નાખો થયો રાજી રે.　　　મુજ૦ ૧૧

વલવલતી દરીયે રહી છે તે રાણી;
તાસ ચિંતા ઉરે ઉભરાણી રે.　　　મુજ૦
તેમ આજે દુખણી વિજ્યાને રે જાણી;
જોજ્યો મુજ કર્મ કમાણી રે.　　　મુજ૦ ૧૨

અગ્નિ વિના બળું વિયોગી રે દુઃખે;
રહ્યાં મુજથી સહુજન સુખે રે.　　　મુજ૦
ખડેઠયા મુજપર દુઃખના પહાડ;
ઉગ્યા કષ્ટ રૂપી કઈક ઝાડરે.　　　મુજ૦ ૧૩

દુઃખ દરિયા ઓલંઘ્યા છે મેં તો;
કેવળી જાણે વિટંબના તે તો રે. સુજ૦
અહિં ખટમાસથી રૂંધીરે રાખ્યો,
દારૂણ વિપાક કર્મનો દાખ્યોરે. સુજ૦ ૧૪

એવા એવા કષ્ટો જાણી તે તે મારા,
દીલ દુખડા વિસારો તમારાંરે. સુજ૦
સમજાવો તુમ તનુજાને રાજા,
અલ્પ દુઃખે મૂકો કેમ માજારે. સુજ૦ ૧૫

હુતાશને દહન થઇ જે જન મરશે,
ભ્રમણ ચારે ગતિમાં કરશેરે. સુજ૦
શીક્ષા વેણ અવધારોરે સાચાં;
બળવું નિવારી વળો પાછાંરે. સુજ૦ ૧૬

કુંવરે કષ્ટ કહ્યાંરે દુખકારી;
સુણી જન મન વિસ્મયકારીરે, સુજ૦
પંચોતેરમી કહી વિરહી ઢાળ;
મુનિ આંબાજી થઈ ઉજમાળરે. સુજ૦ ૧૭

દોહરા.

તે પત્ર પ્રમોદી સાંભળી, રીઝી સઘળી સમાજ,
રાણી કુંવરી રીઝીયું, રીઝયો છે મહારાજ. ૧

નરવર તે હર્ષે ભર્યો, વદે મનોહર વાણ;
આજ આત્માનંદ ઉપજ્યો, કુશળ છે વીરભાણ. ૨

કથન મનોહર તેહનું, વિજ્ઞાને ભરપુર;
સુણતાં થયું છે માહરૂં, આનંદ વ્યાપક ઉર. ૩

પત્ર દાયકને પોષીયો, કરી વચન સત્કાર;
બહુ વિધ દ્રવ્યો આપીયા, કંઠે નાખ્યા હાર. ૪

રાજા રાણી કુંવરી, સકળ પુર પરિવાર;
રંગે ચંગે આવીયા, રત્નાવંતી મોઝાર. ૫

---

## ઢાળ ૭૬ મી.

---

રાગ–એક દિવસ રૂક્ષમણી હરી સાથે.

ભૂપતિ ચાલ્યો ત્યાંથી કુંવરને કાજે,
વાહન લઇ સુખકારીરે;
તન મન આનંદ ઉર્મી ઉછળતી,
નરવરને નિરધારીરે;
ભૂપતિ ચાલ્યો ત્યાંથી કુંવરને કાજે. એ ટેક. ૧
સાથે લીધો તેણે સૈન્યનો સુબો,
હાથે ગ્રહી હથીયારોરે;

અશ્વ રથ બેસી નૃપ પરવરીયો,
સંગે સહુ પરિવારોરે. ભૂપતિ. ૨

પ્રજા જનો પંથે જોવારે મળીયા,
હર્ષાતુર થઇ અંગેરે;
આજ નકી થશે ગુણીકા નારી,
પાપણી તે માન ભંગેરે. ભૂપતિ. ૩

પ્રવેશ કીધો આવી ગુણીકા ગેહે,
નૃપતિયે જેણી વારેરે;
કામસેના તે મનમાં ગભરાણી,
આશા જીવનની હારેરે. ભૂપતિ. ૪

આદર દેઇ તેને આસન અર્પે,
બહુ વિધિયે સત્કારેરે;
ધન્ય દિવસ આજ રાજવી મારો,
આપ આવ્યા મુજ દ્વારેરે. ભૂપતિ. ૫

વચણ વદી મધુર નૃપ સંતોષે,
માયાવી થઇ તે લારેરે;
સંબોધી કહે નૃપ સેપક જનોને,
મહેલ વિલોકો આવારેરે. ભૂપતિ. ૬

છે શંકા નકી મુને રાજકુંવરની,
આ ગુણીકાને નિવાસેરે;

એવું સુણી સેવક નૃપતિ તણા,
શોધ કરે આવાસેરે.　　　　ભૂપતિ. ૭

વારાંગના કહે તદા આડી ફરીને,
કુંવર નહિં ઈણ ઠામેરે;
સેવક પુરૂષોએ કોપ કરીને,
ગ્રહી બાંધી તે ધામેરે.　　　　ભૂપતિ. ૮

ગુણીકા ભુવનના જોતાં ખંડો તે,
પેખ્યો નૃપ જમાઈરે;
હર્ષીત થઇ તેને બાહીર કાઢયો,
હેત અતિશે લાઈરે.　　　　ભૂપતિ. ૯

વીર ભાણને મળ્યો નૃપતિ આવી,
આણી અધિકો નેહોરે;
ભૂધવ દીલ દુહાણું દુર્બળ દેખી,
જાણી જામાત તે હોરે.　　　　ભૂપતિ. ૧૦

અરૂણ કીધી નૃપે આંખડી તદા,
જાણી ગુણીકા અનાડીરે;
મુજ જામાતને રૂંધીરે રાખ્યો,
દુઃખ દેતી તું દહાડીરે.　　　　ભૂપતિ. ૧૧

આ નિષ્ઠૂર નારીને ઠાર કરીયો,
કરી બંદુક પ્રહારોરે;

વચન સુણી સેવક નિજ નૃપના,
હણવા થયા તૈયારોરે. ભૂપતિ. ૧૨

કરૂણાળુ થયો કુંવર તે વારે,
કીધો જાણી ઉપકારોરે;
હણતા નિવારે વીરભાણુ તેને,
પ્રગટાવી વિસ્તારોરે. ભૂપતિ. ૧૩

વિષધર વિષથી મુજને બચાવ્યો,
ગુણિકા થઇ ઉપકારીરે;
વચન સુણી એવા સેવક જનોએ,
છોડી દીધી તેહ નારીરે. ભૂપતિ. ૧૪

હર્ષીત થઇ સર્વ ત્યાંથીરે વળીયા,
કુંવર સંગે સધાવેરે;
સ્નેહી જનો સહુ આવીરે મળીયા,
દુઃખ વિયોગી તે જાવેરે, ભૂપતિ. ૧૫

જયજયકાર વર્ત્યો રાજ મંદિરમાં,
પ્રજા કર મૂક્યો તે રાયેરે;
રંજન થતી અતિ નિજ અંતરમાં,
વિજયા નમી પતિ પાયેરે. ભૂપતિ. ૧૬

નિવાસ કરી તિહાં દંપતી વસીયા,
આંબાજી કેહે ઉછરંગેરે;

પુણ્ય પ્રગટ થતાં છોતેરમી ઢાળે,
ધર્મ શ્રદ્ધા વધી છે અંગેરે.　　　ભૂપતિ. ૧૭

દોહરા.

કષ્ટ અનિષ્ટ ઓલંઘીયો, વિદેશી રાજકુમાર,
આપદ બહુ બહુ ભોગવી, કર્મતણે અનુસાર. ૧
સંકટ સર્વ તેના ગયાં, હવે રહ્યાં નહિ દુઃખ;
વસી શ્વસુરના રાજ્યમાં, પામે મનોજ્ઞ સુખ. ૨
રત્નાવતી તે દેશનો, વજ્રસેન ભૂપાળ;
રાજ્ય અર્પે વીરભાણુને, તે પર થઈ પ્રેમાળ. ૩
નિવૃત્ત થયો સંસારથી, સર્વ તજી વ્યવહાર;
પરિવ્રા-જક દીક્ષા ગ્રહી, વસીયો વન મોઝાર. ૪
રાજ્ય પદવી ત્યાં પામીયો, પૂરવ પુણ્ય પસાય;
રાજ સત્તા તે ભોગવે, તન મનમાં હુલસાય. ૫
સમય સમય ચિત્ત તેહનું, બંધુ વિના અકળાય;
ભ્રાતને મળવા ભૂપતિ, ઉદ્યમવંતો થાય. ૬



## ઢાળ ૭૭ મી.

---

રાગ-અરણીક મુનિવર.

ભલામણ કરે રે નિજ રાજ્યની,
અગ્રણીને બોલાયજી;
પ્રજા જનને રે પ્રીતે પાળજો,
રાખજો છત્ર છાંયજી;
ભ્રાતને મળવારે વેગે જાઈશું. એ ટેક. ૧

જ્યેષ્ઠ મમ ભ્રાતા રે અતિ વેગળે;
જ્યાં છે ઉજેણી પુરજી;
અતિ દુઃખીયારી રે તીલક સુંદરી;
તે પણ રહી દુરજી. ભ્રાત૦ ૨

તુર્ત જઈને રે તેહને મીલશું;
હર્ષ ધરી અપારજી,
વિયોગી દુઃખડારે દીલના ટાળશું;
બંધુ મળે જે વારજી. ભ્રાત૦ ૩

શુભ વેળાયે રે શુભ મુહુર્તે;
નૃપ થયો તૈયારજી,
વિજ્યા રાણી રે સાથે સજ્જ થઈ;
સંગે સર્વ પરિવારજી. ભ્રાત૦ ૪



વળાવા કાજે રે પુરીજન આવીયા;
બંદર તણે તે તીરજી;
ચતુરંગી સેન્યા રે સાથે સંચરી,
સુભટ છે ધીર વીરજી.                ભ્રાત૦ ૫
સઘળા બેઠારે જલધિ વાહને,
થઈ અંગે ઉજમાળજી,
દીન થઈ પ્રજારે એમ ઉચ્ચ રે,
રહેજ્યો ક્ષેમ કૃપાળજી;
ભ્રાતને મળવા રે ભૂપતિ ચાલીયો.                ભ્રાત૦ ૬
મૂકી પુરને રે દૂરે વહી ગયા;
પ્રજા ગઈ નિજ ધામજી,
ક્ષણ ક્ષણ રાજા રે પુરનો સાંભરે;
પુરીજનોને તામજી.                ભ્રાત૦ ૭
ઉદધિ પંથે રે તેઓ ચાલતાં,
વ્યતિક્રમે દિનરાતજી,
એમ અનુક્રમે પુર તે આવીયું,
વસે જિહા નિજ ભ્રાતજી.                ભ્રાત૦ ૮
નજરે જોતાં રે નગરી વીરની,
પ્રગટ્યો છે આનંદજી,
સહોદર મારો રે આજે ભેટશે,
વિયોગ થશે તે મંદજી.                ભ્રાત૦ ૯



આવી તીરે રે નાગર નાખીયા;
પુર તણે પ્રદેશજી;
નિજના સ્વારો રે આગળ મોકલ્યા;
ઉલટ ધરી વિશેષજી. ભ્રાત૦ ૧૦

નરવર પાસે રે તેઓ આવીયા;
ઉભા કર જોડી ત્યાંયજી,
ઉજેણી પતિરે મહારાયને;
કેહે તે હુલસાયજી. ભ્રાત૦ ૧૧

પૂર્વ દિશેરે પુરી રત્નાવતી,
તેહ તણા ઠાકુરજી;
વીરભાણુ નામે રે અમારા નૃપતિ;
છે ધીરવીરને શુરજી. ભ્રાત૦ ૧૨

ભ્રાત સ્નેહે રે આંહી આવીયા;
સંગે બહુ પરિવારજી,
વિદેશી તણી રે એહવી વાતડી;
સાંભળતાં તે વારજી. ભ્રાત૦ ૧૩

આનંદ અંગેરે નૃપને વ્યાપીયો;
રોમે રોમ ઉલ્લાસજી,
ભ્રાત સંદેશે રે તેહ નૃપની;
સફળ થઇ છે આશજી. ભ્રાત૦ ૧૪



પુર શણગાર્યું રે તુર્ત આદેશથી;
કરવાને સતકારજી,
નાણું નાખીરે સામે ચાલીયો;
ફોજ લઈ સુખકારજી.                    ભ્રાત૦ ૧૫

જલધિ તીરે રે મળીયા એકઠા;
બન્ને સહોદર વીરજી,
સાગર સ્નેહુનો રે દીલથી ઉછળયો,
ઘન આશાડી ગંભીરજી.                    ભ્રાત૦ ૧૬

હર્ષ ધરીને રે બેહુ બંધવો;
મળીયા બંદર ઠામજી,
ચિર સમયનો રે વિછચો બેહુનો;
ઉપશમ્યો છે તામજી.                    ભ્રાત૦ ૧૭

રંગે ચંગે રે પુરમાં આવીયા,
નરવર બેહુ ભાઈજી;
તીલકસુંદરી રે રાણી તે સમે,
પ્રણમી પીયુના પાયજી.                    ભ્રાત૦ ૧૮

ભુક્ત મધુરાંરે જમીયા ભાવથી,
દઈ દીન જનને દાનજી;
રાજકુટુંબોરે સર્વે ભેટીયા,
કરતા સહુ સન્માનજી.                    ભ્રાત. ૧૯



ઉદેભાણેરે પૂછી વીરને,
વિતક વિતેલી વાતજી;
ચરીત્ર પોતાનુંરે ત્યાં સંભળાવીયું,
કરી સર્વ વિખ્યાતજી. ભ્રાત. ૨૦

રાજા રાણીયુંરે સર્વે સાંભળી,
થયા બહુ દીલગીરજી;
દારૂણ દુઃખોરે કેવાં ભોગવ્યાં,
સુણતાં રહે ન ધીરજી. ભ્રાત. ૨૧

ધર્મ પ્રતાપેરે બેહુ ભૂપના,
ચિંતિત થયા છે કામજી;
સહોદર સંગેરે બેહુ ત્યાં રહ્યા,
કરી સુખે વિશ્રામજી. ભ્રાત. ૨૨

ઉજેણીપતિયેરે નિજ રાજ્યમાં,
વર્ત્તાવ્યો જયકારજી;
કેશર આદિરે બંદીવાનને,
છોડયા તેણી વારજી. ભ્રાત. ૨૩

વીરભાણુ કહેરે એકદા ભ્રાતને,
પ્રગટ કરી વિજ્ઞાનજી;
કનકાપુરીરે તજી બેહુ જણા,
આવ્યા છીએ આ સ્થાનજી. ભ્રાત. ૨૪

કાળ ઘણેરોરે તેહને વહી ગયો,
વસ્યા વિદેશે આયજી;
અતિ ઉપકારીરે મંત્રી આપણો,
વિસરે ના દીલમાંયજી.                ભ્રાત૦ ૨૫

તાસ પ્રતાપે રે કુશળ આપણે;
પામ્યા વાંચ્છિત સુખજી,
વેગે મળીને રે વિરહો ટાળીયે;
ગાળીયે તેના દુઃખજી.                ભ્રાત૦ ૨૬

તનુજ વિયોગેરે સંકટ ભોગવી,
દુઃખી થયા હશે તાતજી;
મળીયે તેને રે જઈ ઉતાવળા,
બન્ને સહોદર ભ્રાતજી.                ભ્રાત૦ ૨૭

એમ સંબોધીરે ઉદેભાણને,
થયા ત્યાંથી તૈયારજી;
નરવર બેહુનીરે સજજ થઈ રાણીયું,
દિવ્ય સજી શણગારજી;
તાતને મળવારે ત્યાંથી ચાલીયા.        એ ટેક ૨૮

સામંત સુભારે સંગે મોટકા,
સાથે તેમ અમીરજી;
હાથી ઘોડારે સેના ચોરંગી,
ગાજે જલધિ જયું ગંભીરજી.            તાત૦ ૨૯

ભૂપતિ બેહુ રે ત્યાંથી ચાલીયા,
તજી ઉજેણી દેશજી;
નિવાસો કરતારે પંથે અનુક્રમે,
સુખદા સ્થાન વિશેષજી. તાત૦ ૩૦

પંથ ઓલંઘારે ચાલી અતિ ઘણો,
વ્યતિક્રમ્યા દિન માસજી;
કનકાપુરનેરે પ્રદેશે આવીયા,
કીધો તિહાં નિવાસજી. તાત૦ ૩૧

સ્વારો બેહુરે ત્યાંથી સજ્જ કર્યાં,
દેવા તાતને વધાયજી;
આગમ દિવસેરે અમો આવસું,
મળવા કાજે ત્યાંયજી. તાત૦ ૩૨

એમ સમજાવીરે સ્વારો પાઠવ્યા,
અંતર ધરી હુલાસજી;
સ્વારો પહેલરે નિકટ ગામની,
પ્રજા ગઇ નૃપ પાસજી. તાત૦ ૩૩

નિજ નરવરનેરે જઈ તે કહે,
કરવા તેને જાણજી;
મર્દ્ધિક રાજારે ચડી આવીયો,
વસ્યો દેશાતર સ્થાનજી. તાત૦ ૩૪



છે ચતુરંગીરે ફોજ અતિ ઘણી,
સુબા દિસે બળવંતજી;
રાજ્ય તુમારૂંરે લેશે રાજવી,
આજ્ઞાનો કરી અંતજી. તાત૦ ૩૫

એહને કાજેરે અમો આવીયા,
વિજ્ઞેય કરવા વાતજી;
એહવું સુણતાંરે પામ્યો ભૂપતિ,
હૃદય વિષે વ્યાઘાતજી. તાત૦ ૩૬

સચીવ સુબુદ્ધિરે ત્યાં બોલાવીયો,
નૃપ કહે વૃત્તાંતજી;
રાજ્ય લેવાનેરે કોઇ આવીયો,
થાય તેથી ઉત્પાતજી. તાત૦ ૩૭

ફોજ ચોરંગીરે સાથે લાવીયો,
કિણ વિધિયે જીતાયજી;
મંત્રી પાસેરે એમ બોલતાં,
ગદગદ કંઠે થાયજી. તાત૦ ૩૮

એહ ઢાળ કહીરે સત્યો તેરમી,
આંબરણની મોઝારજી;
મુનિ આંબાજીરે કહે આગળે,
રસદા છે અધિકારજી. તાત૦ ૩૯

દોહરા.

નરવર કાયર ના થશે, પ્રાણ જતા પર્યંત,
રિપુ સમો શૂરવીર લડે, ક્ષત્રી જાત બળવંત. ૧
રાણી સુત રણમાં મરે, તજી કાયરતા કામ;
કાયર તન તેનું નહિં, શ્રેષ્ઠ દિસે સહુ ઠામ. ૨
શૂર સન્મુખે જઇ લડે, પડે ન પાછો પાય;
કાયર કદિ ન સમજવો, વીરધવળ ત્યું રાય. ૩
પણ કારણ તેનું ખરૂં, અભ્યંતર દીલમાંય;
કુંવર વિયોગે નૃપનું, સ્થિર મન ક્યાંય ન થાય. ૪
અપુત્રીયાને દુઃખજ નહિં, દુઃખ જન્મી જે જાય;
વીરધવળ ત્યું ભૂપનું, અંતર દુઃખી જણાય. ૫
સંકટ વખતે સાંભર્યા, નિજના પ્રિય કુમાર;
આમણ દુમણ થઈ કહે, વિરહ તણા ઉદગાર. ૬

## ઢાળ ૭૮ મી.

ભણેરે દેવકીરે કોણે ભોળવ્યો.

તનુજો વિનારે મન માહરૂં,
ક્ષણ ક્ષણ આજે મુંઝાય; શાહેબારે.

દિવસ ગણતાં માસ વહી ગયા,
ચિંતા વ્યાપક ચિત્ત થાય.                    શાહેબારે.
તનુજો વિનારે મન માહરૂં.                    એ ટેક.
વિરહે ઝુરતાં વર્ષો કાઢીયાં,
દ્વાદશ સહ્યા દુઃખકાર.                    શાહેબારે.
રાહ જોતાંરે દિવસ રાતડી,
હજુ નાવ્યા પ્રિય કુમાર.   શાહેબારે. તનુજો. ૨
કુલટા રાણી વચને મેં કર્યો,
ક્રૂરતા ભર્યો આદેશ.                    શા.
પવિત્ર કુંવરો પ્રત્યે ના રહી;
કરૂણા દીલે લવલેશ.                    શા. તનુજો. ૩
ઝરૂખા જોતા કુંવર બેહુના,
મનડું ધરે નહિ ધીર.                    શા.
શૂના લાગે સંદિર માળીયા,
વિયોગી દુઃખ ગંભીર.                    શા. તનુજો. ૪
કુંવરો જતાંરે હવે મુજને,
હિમત રહી ન લગાર.                    શા.
મુજપર શત્રુ ચડી આવીયો,
લઈ સંગે ફોજ અપાર.                    શા. તનુજો. ૫



પરાજય થશે હવે માહરો,
રહેશે નહિં જરી લાજ. શા.
પાંખુ વિનારે જેવો પંખીયો,
કુંવરો વિના થયો આજ. શા. તનુજો. ૬
મંત્રી પ્રત્યે કહેતો નૃપતિ,
થયો અતિશે દીલગીર. શા.
સુબુદ્ધિ મંત્રી પણ તે ક્ષણે,
દહે હૃદયનું હીર. શા. તનુજો. ૭
અઠયોતેરમી ઢાળમાં કહી,
કુંવર વિયોગી વાત. શા.
આંબાજી કહે નૃપ ઉચ્ચરે,
કરતો તે અશ્રુપાત. શા. તનુજો. ૮

દોહરા.

ભવદરિયો ભરિયો દુઃખે, જોતાં જરા ન સાર;
ઝેર હળાહળ પીયને, પ્રાણ કરૂં પરિહાર. ૧
એમ કહી વિષ ઘોળીયું, તજવા નિજના પ્રાણ;
સચીવ ગ્રહે તસ હસ્તને, થઇ નીતિ ગુણ જાણ. ૨
હિંમત ધરો હે રાજવી, કરો ન આતમઘાત;
સંકટ સઘળા ટાળશું, ઉદ્યમ કરી અવદાત. ૩

મરણ શરણ શ્રેયજ ગણે, રાખી કુળનું માન;
ધીરજ ધરે ના અંતરે, સમય જાણી અવસાન. ૪

સચીવથી વાળ્યો ના વળે, રાજા કોઇ પ્રકાર;
આપદ વાદળ ઉડતાં, હોશે જય જયકાર. ૫

## ઢાળ ૭૯ મી

રાગ—નંદજીના લાલ રમવા આવોનેરે.

અનુચરો બેહુ કુંવરોના આવ્યા,
ઝરકશી નેજા હસ્તે ઝળકાવ્યા;
શુભ સમાચાર લાવ્યા,
રાજમાં કુંવરો પધાર્યા;
ઘર ઘર મંગળ માળ,
રાજમાં કુંવરો પધાર્યાં. એ ટેક. ૧

રાજા બેઠો જ્યાં દીલગીર થઇને,
આવી ઉભા તેની પાસેરે જઇને;
પૂછે જુહાર કહીને. રાજમાં. ૨
ચિંતાળુ ચિત્ત કેમ દિસે તમારૂં,

કથન સુણો રાજા આજ હમારૂં;
સુણતાં થશે સુખકારૂં. રાજમાં. ૩.

ઉદેભાણુ રાજવી આપને પ્યારા,
આવે છે દર્શન કરવા તમારા;
ઠાકુર છે તે અમારા. રાજમાં. ૪.

ઉદેભાણુ ઉજેણીના થયા પતિ,
કીર્તિ છે જેહની જગતમાં છતી;
છે તે ધર્મે જૈન મતિ. રાજમાં. ૫

પ્રૌઢ પ્રતાપી ત્યું વીરભાણુ જાણો,
આપ પ્રતાપે તે થયો મહારાણો;
વર્ત્તાવી દયાની આણો. રાજમાં. ૬

પૂર્વ દિશે રત્નાપુરી મનોહારી,
સુખી વસે જેમાં નરને નારી;
તે રાજ્ય પામ્યા સુખકારી. રાજમાં. ૭

પુન્ય પ્રતાપે કુંવરો બહુ ફાળ્યા,
રાણીયું સંગે સર્વ તે લાવ્યા;
લશ્કર લઈ ઘેર આવ્યા. રાજમાં. ૮

એવું સુણતાં રાજા હર્ષને પામ્યો,
શત્રુતણી શંકા તે ક્ષણે વામ્યો;

સુખદા મનોરથ ફાળ્યો.　　　　　રાજમાં. ૯

વિકશી રોમાવળી ભૂપતિ અંગે,
આનંદી થઇ ઉઠયો તુર્ત ઉમંગે;
આદેશ દીધો મંત્રી સંગે.　　　　રાજમાં. ૧૦

ચતુરંગી સેના સજ્જ કરીને,
સામૈયું કીજીયે પ્રીત ધરીને;
પુર પ્રજા શોક હરીને.　　　　　રાજમાં. ૧૧

હુકમ સુણી એવો નૃપતિ કેરો,
હર્ષીત થયો છે મંત્રીનો ચહેરો;
ફેલાવી આનંદ લહેરો.　　　　　રાજમાં. ૧૨

શીરદાર સુબાને હુકમ કીયો,
લાવ લશ્કરને સજ્જ કરી લીયો;
મુજ આજ્ઞા પાળી દીયો.　　　　રાજમાં. ૧૩

સેનાપતિ તદા સૈન્ય શણગારે,
ચતુરંગી ફોજ નિકળી છે બહારે;
સૌ જન થયા તૈયારે.　　　　　રાજમાં. ૧૪

અંબાડીયે ગજરાજ તે રાજે,
કનકાપુરી સેન શબ્દથી ગાજે;
નૃપ પાટ હસ્તિ બીરાજે.　　　　રાજમાં. ૧૫

નાણું નાખે ત્યાં માનને માટે,
વાજીંત્રો વાજતા વિવિધ વાટે;
કેતુ લહેકે ઠાઠમાઠે. રાજમાં. ૧૬

પુર વાસી ત્યાં અપરંપારી,
સજી આવ્યા છે શણુગાર ભારી;
નૃપ આવ્યો સપરિવારી. રાજમાં. ૧૭

નૃપ મંત્રી આવી કુંવરોને મળીયા,
વિયોગી દુઃખડા સર્વના ટળીયા;
ચિંતિતારથ ફળીયા. રાજમાં. ૧૮

મૃગા નયણી છે કુંવરોની રાણી,
છે રૂપ રંગાદિ ગુણોની ખાણી;
પ્રજા પેખી હરખાણી. રાજમાં. ૧૯

કુંવરો નમ્યા આવી મંત્રીને પાયે,
સચીવ તણા બહુ ગુણજ ગાયે;
જન્મો જન્મ સુખ હાયે. રાજમાં. ૨૦

મંત્રી પુરણ છે અમ ઉપકારી,
પ્રબોધી પાતક દીધાં નિવારી;
જૈન ધર્મે ટેક ધારી. રાજમાં. ૨૧

કુંવરો જોઇ થયો મંત્રી હુલાસી,
સફળ થઈ છે મનનીરે આશી;
આવ્યા કનકાપુરી વાસી. રાજમાં. ૨૨

પિતુ તણે તેમ પાયેરે નમીયા,
દીલ દુઃખો તે નૃપતિ વમીયા;
વિરહાનળ ત્યાં શમીયા. રાજમાં. ૨૩

ગજારૂઢ થયા આનંદી થઇને,
પંથે ચાલ્યા તે લશ્કર લઇને;
દાન યાચકને દઇને. રાજમાં. ૨૪

પુર પ્રવેશ કરતાં ભૂપતિ સંગે,
ગીત ગાવે કાંતા મળી ઉમંગે;
વેષ ધર્યાં બહુ રંગે. રાજમાં. ૨૫

સહસગમે ઉભા નરને નારી,
પેખે કુંવરોને પ્રીત વધારી;
છે તે સુર અનુહારી. રાજમાં. ૨૬

રાજ ઋદ્ધિ પામ્યા મંગળકારી,
રાણીયું પરણ્યા વિસ્મયકારી;
સુજશ કીર્તિં વધારી. રાજમાં. ૨૭

હર્ષ નાદે પ્રજા જય જય બોલે,

રાજકુંવરોની નહિં કોઇ તોલે;
જોતાં ઇંદ્રાસન ડોલે. રાજમાં. ૨૮

પુર તણી ચાલી મધ્ય બજારે,
આવી પહોંચ્યા છે અંતઃપુર દ્વારે;
મહીલા વધાવે તે વારે. રાજમાં. ૨૯

પુરવાસીને ત્યાં પૂર્ણ સંતોષ્યા,
પ્રેમ ધરી નૃપે દીનને પોષ્યા;
મંગળ માળ ત્યાં હોશ્યા. રાજમાં. ૩૦

કુંવરો દેખી જન હર્ષને પામે,
આવી વસ્યા તેઓ મંગળ ધામે;
જય જય વર્ત્યો તે ઠામે. રાજમાં. ૩૧

સુંદર રાજ મંદિરો છે સુખકારી,
શોભા છે જેહમાં અપરંપારી;
અદભુત ઉંચી અટારી. રાજમાં. ૩૨

તેમાં વસી જઇ કુંવરોની રાણી,
જુગિન જોતાં તે મન હરખાણી;
સઘળી રાણી છે શાણી. રાજમાં. ૩૩

રાજા મંત્રી પૂછે વિતક વાતો,

કુંવરે કહી સર્વે કરી વિખ્યાતો;
વિષાદ સુણી મન થાતો. રાજમાં. ૩૪

સાહસીકતા નૃપ નિંદે તે વારો,
ધન્ય ધન્ય મંત્રીનો અવતારો;
કુશળ રાખ્યા કુમારો. રાજમાં. ૩૫

દારૂણ દુઃખો કુંવરોએ સહીયા,
સદાચારે જે નિશ્ચલ રહિયા;
ગુણ ન જાય તે કહીયા. રાજમાં. ૩૬

કુંવરો રહીયા બેહુ તાતની પાસે,
તે કાળ વ્યંતિક્રમે સુખ નિવાસે;
પેખી મંત્રી થાય ઉલ્લાસે. રાજમાં. ૩૭

એકદા સમય રાજા રાજ્ય ભંડારો,
ચતુરંગી સેના સપરિવારો;
કુંવરોને અર્પે તે વારો. રાજમાં. ૩૮

તજી સંસાર તે વૈરાગી થાવે,
દીક્ષા ગ્રહી રાજા ત્યાંથીરે જાવે;
એકાંત વાસો વસાવે. રાજમાં. ૩૯

સહોદર છે બેહુ ભ્રાતની જોડી,
પ્રીતિ પરસ્પર દિસે ન થોડી;
પ્રગટ્યા મનોર્થ ક્રોડી. રાજમાં. ૪૦

ઉપકાર માને તે મંત્રીનો ભારી,
સ્તુતિ કરે તેની વારંવારી;
ગણે તાત અનુહારી. રાજમાં. ૪૧

શ્રાવકપણું પાળે રહી સંસારે,
કુંવરો મંત્રી શું પ્રેમ વધારે;
કરણી કરે તેઓ ભારે. રાજમાં. ૪૨

કાળ ઘણો રહ્યા બેહુ ત્યાં ભાઈ,
સંતતી તે બેહુ નૃપોને થાય;
છે સુત તાત સુખદાય. રાજમાં. ૪૩

આંબાજી કહે ઓગણુએંશિમી ઢાળે,
વેળા વિયોગની નૃપો તે ટાળે;
સુખમાં રહી કાળ ગાળે. રાજમાં. ૪૪

દોહરા.

યૌવનવંતા તે થયા, રાજવી તણા તે સુત;
કળા ભણ્યા બહુ ભાતની, રૂપે ગુણે અદ્દભુત. ૧

વીરભાણે સુત સ્થાપીયો, રત્નાવતી ઠાકુર;
છે જયેષ્ઠ તનુજ તે રાયનો, ધૈર્યવંત મહા શુર. ૨

ઉદેભાણુ મહા ભૂપતિ, તેને સુત છે એક;
ઉજેણી તણી તે ગાદીયે, સ્થાપ્યો તેને છેક. ૩

રાજ ઋદ્ધિ સુખ ભોગવે, રહી સદા સુખવાસ;
ધર્મ પ્રતાપે પામીયા, રાજવી લીલ વિલાસ. ૪

## ઢાળ ૮૦ મી.

રાગ—વીરપ્રભુ આવ્યારે વિશાળા નગરી મોઝાર.

ઉપવને આવ્યારે, ધર્મ ઘોષ અણુગાર;
સાથે તેઓ લાવ્યારે, મુનિ તણો પરિવાર.

તપ જપ સંજમ ગુણે શોભાગી,
સમતા સિંધુ છે મહા વૈરાગી;
સુરતા જેની ધર્મ ધ્યાનમાં લાગી,
ઉતર્યા તે આવીરે, નૃપ પ્રાસાદ મોઝાર;
ઉપવને આવ્યારે, ધર્મ ઘોષ અણુગાર.
સાથે તેઓ લાવ્યારે, મુનિ તણો પરિવાર. એ ટેક ૧

જાણુ થતાં ત્યાં પુરીજનો જાવે,
રાજા સંગે મંત્રી દર્શને આવે;
વંદન કરી બેઠા સહુજન ભાવે,
મુનિને ત્યાં પૂછેરે, વિરધવળ કુમાર. ઉપવને ૨

સંકટ સહ્યાં અમે અપરંપારી,
કલંક ચડ્યું બેહુ શિરપર ભારી;
નવી થઇ કોણ કર્મે દુઃખકારી,
વિસ્તારી તે કહોરે, પૂર્વ જન્મ અધિકાર. ઉપવને ૩

અભ્યંતર દોહરા.

અગમ નિગમની વાતડી, અવધ જ્ઞાન આધાર;
ભુત ભવિષ્યના ભાવને, જાણે તે અણુગાર. ૧
નરનારીના વૃંદમાં, પૂછી ભવાંતર વાત;
વિસ્તારી તે વર્ણવે, સુણે સહોદર ભ્રાત. ૨

---

## ઢાળ ૮૧ મી.

---

અભ્યતંર-રાગ-ચિત્ત કહે બ્રહ્મરાયને તથા સીતારામ રાચી હો.

મુનિ કહે બેહુ ભાઈને, વયણ વદી વિખ્યાતોહો;
નૃપ તુમે તે સાંભળો, ભવાંતરની વાંતોહો.
સુણજો ચિત્ત ધારી હો. એ ટેક. ૧
પૂર્વ ભવે ચંપાપુરી, રિપુમર્દન ત્યાં રાયહો;
તેહને રાણી સુંદરી, રૂપગુણે સુખદાય હો. સૂ૦ ૨

તાસ કુખે ઉપન્યા, પુત્ર તુમે શિરદારો હો;
સુરસેન રૂપસેનથી, પ્રસિદ્ધ થયા કુમારો હો. સૂ૦ ૩
અવર નારી તે નૃપને, ધર્મસુંદરી નામે હો;
પુત્ર ત્રણ તેહના, રહે સુખદા ધામે હો. સૂ૦ ૪
નામ અનુક્રમે જાણીયે, ધર્મસેન જશસેનો હો;
ગુણસુંદર નાનડો, ભય માથે ના કેનો હો. સૂ૦ ૫
પાંચે ભ્રાતની જોડલી, દીપે મનોહારો હો;
એક એકથી ફુટડા, રૂપ તણા ભંડારો હો. સૂ૦ ૬
એકદા ધર્મસુંદરી, કરે કિંકરથી વાતો હો;
તે દેખી તમે બેહુ જણા, ક્રોધી થયા વિખ્યાતો હો. સૂ૦ ૭
નિર્દોષ તે ધર્મસુંદરી, મનમાં નહિ વિકારો હો;
તેહથી ઈર્ષા ઉપની, દેતા બહુ ધિક્કારો હો. સૂ૦ ૮
તુમે તાતને જઈ કહ્યું, નીચ થઈ વિમાતો હો;
લુબ્ધાણી કિંકર સંગે, એહ કીધો ઉત્પાતોહો. સૂ૦ ૯
વચન તમારા સાંભળી, ક્રોધ કીધો નરનાથેહો;
હણવા ધસ્યો તે નારને, અસિ ગ્રહી નિજ હાથેહો. સૂ૦૧૦
હણતા જોઈ સ્વ માતને, ધર્મસેન તે વારેહો;
નારી હત્યા ના કીજીયે, એમ કહી નિવારે હો. સૂ૦ ૧૧
દેશવટો દીધો રાણીને, ક્રોધ નૃપતિ લાઈ હો;
દીન થઈ ચાલી નિકળી, અશ્રુ નેત્રે વર્ષાઈ હો. સૂ૦ ૧૨

આળ સંતાપે સુંદરી, કરતી મન સંતાપો હો;
નિર્દોષ છતાં મુજને, પ્રગટ્યા પૂર્વ પાપો હો. સૂ૦ ૧૩
જયેષ્ઠ શુત તે બાઈનો, ધર્મસેન સુખદાઈ હો;
માતા દુઃખે દુઃખ ધરતો, ગદગદ કંઠે થાઇ હો. સૂ૦ ૧૪
કલંક ચડાવ્યું માતને, પાપી થયા તે ભાઇ હો;
કૃત કર્મ તે ભોગવે, અંતે થશે દુઃખદાઇ હો. સૂ૦ ૧૫
પુત્ર કહે ચાલો માતજી, મુજ મામાને ગામે હો;
માજી કહે લંછન છતાં, જાઉં નહિં કોઇ ધામે હો. સૂ૦ ૧૬
પાય લાગી કહે માતને, હું ચાલું તુમ સંગે હો;
ચોકી કરૂં હું આપની, સાથે રહી ઉમંગે હો. સૂ૦ ૧૭
માય કહે તદા પુત્રને, રહો રાજ્ય મોઝારો હો;
કુંવર કહે સ્વમાતને, તુમે છો પ્રાણ આધારો હો. સૂ૦૧૮
માતા પિતાની જે દીકરા, દૂર કરે ના પીડા હો;
પુત્ર નહિ તે પાપીયા, પેટ માહીલા કોડા હો. સૂ૦ ૧૯

અભ્યંતર અન્યોક્તી છંદ હરીગીત.

મા બાપ જે કરતા હુકમ તેં હાથ જોડી સાંભળે,
પછી પ્રીતથી ને ચિત્તથી આજ્ઞા ચડાવે શિરપરે;
મા બાપનાં હુકમો બજાવે હ્રદયથી તે દીકરા,
બાકી બીજા ભાંગેલા કાચા હાંડલાના ઠીકરા. ૧

જી જી કહી ઉત્તર વદે છે વિનયને અંગે ધરી,
ઉથાપતા ના વેણુ કદિયે એક પણ જાયે મરી;
મા બાપને લેખે સદા જે દેવસમ તે દીકરા,
બાકી બીજા ભાંગેલ કાચા હાંડલાના ઠીકરા. ૨
કાંઈ કામ કરવું હોય તો મા બાપની આજ્ઞા લહે,
હદમાં રહી હરદમ સુખેથી વેણ કડવું ના કહે;
સેવે નિરંતર પ્રેમથી મા બાપને તે દીકરા,
બાકી બીજા ભાંગેલ કાચા હાંડલાના ઠીકરા. ૩
કીધેલ જે ઉપકાર તે ભૂલે નહિ જરીયે ઘડી,
નિત નિત નમતા નમ્ર થઇ જે મા બાપને પાયે પડી;
પવિત્ર જશને મેળવતા જે પ્રતિદિને તે દીકરા,
બાકી બીજા ભાંગેલ કાચા હાંડલાના ઠીકરા. ૪

ઢાળ ઉપલી ૮૧ મી.

જન્મદા મારી માવડી, તુમ દુઃખે દુઃખી થાવું હો;
તુમવિના મુને માતજી, રૂચે નહિ અન્ન ખાવું હો. સૂ૦ ૨૦
બાળવયે માતા મુજને, કરાવતી પયપાનો હો;
હેતથી હુલરાવતી, કરી અતિ સન્માનો હો. સૂ૦ ૨૧
બાળપણાના કષ્ટથી, પાળી પોષી તેં લીધો હો;
બચ્ચપણાથી મુજને, યૌવનવંતો કીધો હો. સૂ૦ ૨૨
તે ઉપકાર ના વિસરૂં, પ્રાણ જતાં પર્યંતો હો;
એમ કહી સંગે ચાલીયો, અંતર ધરી ખંતો હો. સૂ૦૨૩

પર્ણકુટી કરી રાનમાં, વસીયા વનવાસે હો;
વનફળ વિણી લાવતો, કુંવર જનેતા પાસે હો. સૂ૦ ૨૪
રોતી રાણી તે રાનમાં, દીર્ઘ નિશાસા નાખી હો;
આળ દીધું કુડું પાપીયે, ન્યૂનતા કાંઈ ન રાખી હો. સૂ૦ ૨૫
વ્યર્થ થઇ મારી જીંદગી, ક્યાંઇ મુને ના રૂચે હો;
આવ્યું કલંક તે મુજને, ભાલાની પરે ખુંચે હો. સૂ૦ ૨૬
કળાપો કરે કામિની, નયને અશ્રુ પાડી હો;
સુખે સુવે ના સુંદરી, દુઃખ ધરતી તે દાડી હો. સૂ૦૨૭
દેખી દુખણી માતને, કુંવર ધીરજ આપે હો;
સ્થિર થાય નહિં મનડું, કલંક કલેજું કાપે હો. સૂ૦૨૮
અહર્નિશ એમ ઝુરતાં, દ્વેષ તમો પર આણી હો;
પામી મૃત્યુ કાળાતરે, નૃપ તણી તે રાણી હો. સૂ૦ ૨૯
શ્રી રાણી આવી ઉપની, તુમ તણી તે માંઇ હો;
ત્યાંથી તુમે અહિં ઉપના, રાજ્ય વિષે બેહુ ભાઈ હો.સૂ૦૩૦
કર્મ નડ્યા તે આળના, કીધા પૂર્વ ભવમાંહી હો;
એવું જાણી ભવી પ્રાણીયો, કર્મ કીજે ના ક્યાંહી હો.સૂ૦૩૧
એકાશીમી ઢાળ તે કહી, જેતપુર ચોમાસે હો;
આંબાજી મુનિ ઉચ્ચરે, સુરસી ગુરૂ પાસે હો. સૂ૦ ૩૨

દોહરા.

ગત ભવાંતર વાતડી, સાંભળતાં તે રાય;
વિસ્મય થઈ બેહુ બોલીયા, ભરી પરિષદની માંય. ૧

કર્મ કીધા ભવ પાછલે, અજ્ઞપણે બહુ વાર;
ભોગવીયા તે બહુ વિધે, રડવડતાં સંસાર. ૨

કર્મ સમું જગ કો નહિં, ભવસાગર દુઃખદાય;
ત્રણ ભુવનની આપદા, સહી છે કર્મ પસાય. ૩

ઢાળ ઉપલી ૮૦ મી રાગ વીર પ્રભુ આવ્યારે.

બોધ સુણવા આવ્યા પુર નરનારી,
દેશના દીયો અમને સદા સુખકારી;
નરવર વિજ્ઞપ્તિ તે ઉરે અવધારી,
ઉપદેશ દીયેરે ધર્મઘોષ તેણીવાર. ઉપવને. ૪

---

## ઢાળ ૮૨ મી.

અભ્યંતર રાગ—ઓધવજી સંદેશો.

આ સંસાર અસાર સદા મન જાણીયે,
તેમાં દુઃખડાં દીસે અપરંપારજો;
જન્મ જરા ને મરણે પીડયા પ્રાણીયા,
જ્ઞાને જોતાં દિસે નહિં કાંઈ સારજો;
આ સંસાર અસાર સદા મન જાણીયે. એ ટેક. ૧

માત તાત ભોજાઇ સહોદર બેનડી,
રંભા સરીખી પ્રિય પોતાની નારજો,
તે ટળવળતાં રહે નિજ ઘર આંગણે;
કાળ થકીના કોઇ પણ રાખણહારજો. આ સંસાર. ૨

કાળ ધીવરની ગતિ ગહન સંસારમાં,
કીધા નિરાશી તેણે ઘણાં નર નારજો;
હતા અવનીપર ચક્રી જેવા રાજવી,
તે શ્મશાને થયા બળીને છારજો. આ સંસાર. ૩

દ્વારીકા બાંધી દેવે એકજ રાતમાં,
વસતો તેમાં જાદવ તણો પરિવારજો;
દશે દશારો તેજે અતિશે દીપંતા,
જાદવવંશી કોડો ગમે કુમારજો. આ સંસાર. ૪

કાળે કરીને બળી ગયા તે આગમાં,
હળધર કેશવ નિકળ્યા તે ઘો બહારજો;
કોશંબી વનમાં દુઃખ અતિશે પામીયા,
કાળે થયો છે સર્વ તણો સંહારજો. આ સંસાર. ૫

સગા કુટુંબી સર્વ રહેશે વેગળાં,
અંત સમે નહિ કોઈ કેનો આધારજો;
તન ધન યૌવન મેડી ઝરૂખા માળીયા,
તજી થાવું છે અંતે નિરાધારજો. આ સંસાર૦

એવું અવધારી ધર્મધુરંધર કીજીયે,
ટળી જાય જેથી જન્મ મરણના દુખજો;
ધર્મ વિના જીવ ભવ અનંતા આથડયો,
પામ્યો નહિં કયાંઇ શાંતિદાયક સુખજો. આ સંસાર. ૭

મન સમજાવી પંચ મહાવ્રત લીજીયે,
તપ જપે કીજીયે કર્મ અષ્ટને દૂરજો;
ચાર ગતિના દુઃખ બધાયે પરહરી,
સંજમ ધર્મે મળે સિદ્ધાલય પુરજો. આ સંસાર. ૮

ભરત સગર ને મઘવચક્રી મોટકા,
સનતકુમાર અતિ રૂપવંતજો;
શાંતિ કુંથું અરનાથ અરિહંતજી,
મહાપદ્મ આદિ ચક્રી બળવંતજો. આ સંસાર. ૯

એવા એવા એ રાજમુકુટને મૂકીયા,
રાજ્ય તજીને લીધો સંજમ ભારજો;
કરી પરિક્ષીણ સર્વે ભવના બીજને,
સ્થિતિ પામ્યા તે પરમપદે સુખકારજો. આ સંસાર. ૧૦

પંથ અનુપમ એવો છે, અરિહંતનો,
તે વિણ થશે નહિં કદી નિસ્તારજો;
ધર્મઘોષ મુનિયે દીધી એવી દેશના,
કહે આંબાજી સાંભળતા હિતકારજો. આ સંસાર. ૧૧

### દોહરા.

બોધ સુણી વૈરાગીયો, રાજવી તે વીરભાણ;
શીખ માગે નિજ ભ્રાતની, થઇ સંજમ ગુણ જાણ. ૧
વૈરાગવંતો ભ્રાતને, જાણી તેણીવાર;
ઉદેભાણ વળતું વદે, સંજમ-ગુણ ભંડાર. ૨
ભવદરિયો ભરિયો દુઃખે, તરિયો કદિ ન જાય;
આતમ અનંત ઉદ્ધર્યા, ગ્રહી સંજમ સુખદાય. ૩
સ્વપ્ન સમો સંસારીયો, જોતાં સર્વ અસાર;
હું પણ સંગે આપની, છું સંજમ ધરનાર. ૪
નિશ્ચલ મન જાણી કરી, વીરભાણે તે વાર;
કનકાપુરની ગાદીયે, સ્થાપ્યો નિજ કુમાર. ૫

### ઢાળ ઉપલી ૮૦ મી. વીરપ્રભુ આવ્યારે વિશાળા નગરીમોઝાર.

દેશના સુણીને બુઝયા બેહુ ભાઇ,
સચીવ સંગે તેમ વૈરાગી થાઇ;
દીક્ષા ગ્રહે ત્રણે મન હુલસાઈ,
મહાવ્રત ધારીરે પાળે તે શુદ્ધ આચાર. ઉપશને. ૫

સુબુદ્ધિ મુનિવર આતમ ભાવે,
તપ જપ કરી પૂર્વ કર્મ ખપાવે;

શુક્લ ધ્યાન સદા ચિત્તમાંરે ધ્યાવે,
માસે માસે મુનિરે લીયે અન્નોદક આહાર. ઉપવને. ૬

પાળે સંજમ પૂર્ણું ભાવ ધરીને,
દુક્કર દુક્કર તે કરણી કરીને;
પંચમ સ્વર્ગે ગયા કર્મ ઝરીને,
વિદેહ ક્ષેત્રે આવીરે સિદ્ધ થશે નિરધાર. ઉપવને. ૭

વીરભાણુ ઉદેભાણુ સંજમ ધારી,
અઠાઇ અઠાઈ કરે તપસ્યા તે ભારી;
કર્મ બીજને તે કરી દીયે છારી,
ધન્ય ધન્ય મુનિરે ગુણ તણો નહિ પાર. ઉપવને. ૮

બાહ્ય અભ્યંતર તપસ્યારે કરતાં,
પૂર્વ સંચીત તે દુરિતો હરતા;
અતિચારે પણ દીલમાંરે ડરતા,
વિણુ પ્રતિબંધેરે કરે ગુરૂ સંગ વિહાર. ઉપવને. ૯

તપ તપી બેહુ ગાત્ર દીયે ગાળી,
આત્મિક ગુણોને મુનિ અજવાળી;
ચિરકાળ પર્યંત ચારિત્ર પાળી,
અણુશણ કીધારે દુખો કરવા પરિહાર. ઉપવને. ૧૦

સમ પ્રણામે તે કાળ કરી જાવે,
પ્રથમ ગ્રૈવેય કે સુર બેહુ થાવે;

મનોવાંચ્છિત સુખ દેવો તે પાવે,
અહેમંદ્ર દેવોરે સંજમે પામ્યા જયકાર.　ઉપવને. ૧૧
ભવ કરી એક વિદેહ ક્ષેત્ર તાસે,
પુનરપિ બેહુ ત્યાં સંજમી થાશે;
કર્મ ખપાવીને શિવપુરી જાશે,
ફરી કદિ ફેરેરે સંસારે નહિં ફરનાર.　ઉપવને. ૧૨
જન્મ મરણના દુઃખકારે વામી,
સુખ અનંત જ્યાં નહિં જરી ખામી;
અક્ષય સ્થિતિએ સિદ્ધ પદ પામો,
લોકા લોક જોશે રે નિરંજન નિરાકાર　ઉપવને. ૧૩
રૂપ નિધિ સંવત સમભૂમિ સાલે,
આંબરણુ ગામે વર્ષાઋતુ ગાળે;
આ ચરિત્ર રચ્યું છે મુનિ રસાળે,
ભાદ્રપદ માસે રે ઢાળ જોડી હિતકાર.　ઉપવને. ૧૪
થયા ગોંડલ સંઘાડે ડોશાજી સ્વામી,
તાસ શિષ્ય વજા ઈંદુ ગુણી ધામી;
બીરાજે તાસ શિષ્ય દેવસી સ્વામી,
તે ગુરૂપ્રસાદે રે આંબાજી કહે અધિકાર. ઉપવને. ૧૫

ઉપસંહારીક દોહરા.

લક્ષ્મા યત્ને સાચવ્યું, શીયળ નિરૂપમ નંગ;
અલકે ખ્યાતી પામીયા, કરી મનમથનો ભંગ.　૧

નાશ ન કીજે શીયળનો, પ્રાણ સમ રાખી પ્યાર;
રક્ષણ કીજીયે તનમને, ગણી શીંયળ શણગાર. ૨
શોભા સર્વ સંસારમાં, જયુ દીપે શિરતાજ;
મણિમુક્તા પણ ભૂષણો, શીયળથી પામે લાજ. ૩
ચંદ્ર શોભા નિશા તણી, કરે તિમિરનો નાશ;
દલ દુરિત શીયળે હણી, પામે આત્મ પ્રકાશ. ૪
ભવભેદક સંસારમાં, શીયળ સમું નહિ કોય;
ગર્ભાવાસ વિનાશીને, સિદ્ધ પદ દાયક સોય. ૫
વાણી અગમ ગુણ શીયળના, પામે નહિ કોઇ પાર;
નરનારી બહુ પામીયા, શીયળે ભવ જલપાર. ૬
જિનેંદ્ર સમા પણ શીયળની, કરતા ખ્યાતિ અપાર;
છેવટ શીક્ષા ધારજો, શીયળ તણી નરનાર. ૭
શીયળ છે ચિંતામણિ, શીયળ સુખ નિધાન;
શીયળ પ્રતાપે પામીયા, કુંવરો દેવ વિમાન. ૮
રચ્યું ચરિત્ર કુમારનું, અલ્પ બુદ્ધિ અનુસાર;
ભવ્ય તણા હિત કારણે, કહ્યા અંતર ઉદ્ગાર. ૯
જયજય વર્તો જગતમાં, ચરિત્ર ચિત્ત હરનાર;
અમર પદવી દાયક થશે, સુણતા ધરી મન પ્યાર. ૧૦
અલ્પાધિક જો કાંઇ થયું, ચરિત્ર તણી મોઝાર;
માફી માગું તેહની, પૂર્ણ પણે આવાર. ૧૧

રચતાં લખતાં જે થયાં, ન્યૂનાધિક પદ વેણ;
વાંચક જન તે વાંચજો, સુધારીને શેણ. ૧૨

ભદ્ર હોજ્યો વક્તાતણું, ભદ્રપામે શુણનાર;
ભદ્રિક ભદ્રતા પામશે, ચરિત્ર શુણી સુખકાર. ૧૩

પંચ પરમેષ્ઠી દેવને, પ્રણમું વારંવાર;
કિંચિત મતિ હું પ્રાણીયો, પ્રભુ પ્રભુના ભંડાર. ૧૪

જ્યાં લગી શશી સાયર રહે, સૂર્ય રહે આકાશ;
છેવટ અવિચલ ત્યું રહો, રાજકુંવરોનો રાસ. ૧૫

ઓગણીશે પંચ્યોતરે, પાનેલી ચૌમાસ;
માનસંગ સોમચંદે, લખી આપ્યો આ રાસ. ૧૬

આશુ શુદની ચતુર્દશી, વાર મંગળીક રૂપ;
પુર્ણ કીધો આંબાજીયે, કુંવરો રાશ અનુપ. ૧૭

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# સમાપ્ત.